# બાદશાહ બહેરામ ગોહર અને બાનુહુસેનની વાર્તા.

રચનાર,
તુલસિદાસ વિ. જાદવજી લાખાણી
તથા
ગોવિંદજી વિ. જાદવજી લાખાણી.

મુંબઈ,
"નિર્ણયસાગર" છાપખાનામાં છાપી.

વિક્રમ સંવત્ ૧૯૪૮, સને ૧૮૯૨.

કિંમત આના આઠ.

# અર્પણપત્રિકા.

---

પ્રિય કાકા

પ્રાગજી હિરજી લાખાણી.

મ્યુનીસીપાલ સેક્રેટરીની સેવામાં.

મુ૦ પોરબંદર.

તમો ન્હાનપણથીજ અમો બંને ભાઈઓ-
પ્રત્યે અત્યંત પ્રેમ રાખો છો તેમજ
અમારા ખરા હિતેચ્છુ છો એમ
જાણી આ ન્હાનું પણ રસિક
પુસ્તક તમને અર્પણ કર-
વાની રજા લઈએ છીએ,
તે મ્હેરબાની કરી
સ્વીકારશો.

લ૦ સેવક,

તુલસિદાસ એન્ડ ગોવિંદજી બ્રધર્સ.

# બાદશાહ બહેરામ ગોહર

અને

# બાનુહુસેનની વાર્તા.

# બહેરામ ગોહર.

## પ્રકરણ ૧ લું.

પૂર્વે ઈરાન દેશમાં બહેરામ નામે એક ઘણો બળવાન્ અને પરાક્રમી રાજા રાજ્ય કરતો હતો. તે ઘણો સ્વરૂપવાન્, સંપત્તિવાન્ અને નીતિવાન્ હતો. તેના સુખમાં કાંઇ પણ મણા નહોતી. તે પોતાની રૈયતને પુત્રની માફક ચહાતો હતો. તે રાજાને શિકાર કરવાનો ઘણો શોખ હતો. તેમાં પણ વિશેષે કરીને તેને ગોરખરનો શિકાર કરવાનો વધારે શોખ હતો; તેથી તેને લોકો બહેરામ ગોહર કરીને કહેતા હતા. એક વખત બાદશાહે પોતાના વજીરોને હૂકમ કર્યો કે, આપણા શહેરની આસપાસ સાત ગાઊમાં જેટલાં જંગલી જાનવરો વસે છે, તે-

ઓને આપણા લશ્કરથી ઘેરી, મને ખબર આપો એટલે હું પણ શિકારે ચઢું.

વજીરે થોડા વખતમાં બાદશાહના ફરમાન મુજબ કામ બજાવી, બાદશાહને અરજ ગુજારી કે, બંદેનવાજ! આપના ફરમાન મુજબ સઘળાં જંગલી જનાવરોને એકઠાં કર્યાં છે. બાદશાહ તે સાંભળીને પોતાના અંગરક્ષકો અને શિકારી સીપાઇઓને લઇ, જંગલી જનાવરોનો ઘાણ કાઢવાને શિકારે ચઢ્યો. પછી બાદશાહે પોતાનાં માણસોને હુકમ કર્યો કે, તમારે કોઈ પણ જનાવરને તમારી પાસેથી જીવતું જવા દેવું નહિ. જેની પાસેથી નીકળી જશે તે ઘણા ઠપકાને પાત્ર થશે. એવી રીતે હજારો પ્રાણીઓને મારતો મારતો બાદશાહ જેવો થોડો દૂર ગયો કે, તેની નજર એક સુંદર ગોરખર ઉપર પડી. તેના વાળ રેશમ જેવા ચળકતા હતા તથા શરીર ઉપર રંગ બેરંગી

પટાઓ શોભતા હતા, જેનું વર્ણન હું પૂરેપૂરૂં કરી શકતો નથી. તેનું મો લંબગોળ અને સુશોભિત હતું. તેના અવયવોનો ઘાટ એવો તો સરસ હતો કે, દરેક મનુષ્યને તેના ઊપર મોહ થયા વિના રહે નહિ. બાદશાહે અગાઊ ઘણાં ગોરખરને જોએલાં હતાં પણ આના જેવું મનમોહક ગોરખર કદી જોયું નહોતું. સીપાઈઓ જેવા તેની ઊપરે ગોળી છોડવા ગયા કે, બાદશાહે તેઓને અટકાવીને કહ્યું કે, મારી રજા સિવાય કોઈએ પણ આ સુંદર પ્રાણી ઉપર ગોળી છોડવી નહિ. મારે તેને જીવતો પકડવો છે, માટે તમે તેને મારી પાસે જીવતો પકડી આવો. સીપાઈઓએ તેને પકડવાની ઘણી કોશેશ કરી, પણ તે ગોરખર એવો તો ચાલાક હતો કે, કોઇથી પકડી શકાયો નહિ. આખરે બાદશાહ પોતે ઘોડાપરથી ઉતરી, હાથમાં તીર કમાન લઈ, તેને પકડવાની મહેનત કરવા લા-

ગયો. ગોરખરે બાદશાહને પણ ઘણા વખત સૂધી રખડાવ્યો; પણ આખરે બાદશાહના હાથથી પકડાયો અને તેનો તાબેદાર થઈ ગયો. જે ગોરખરને બાદશાહનું આખું લશ્કર પકડી શક્યું નહિ, તેને બાદશાહે પકડીને વશ કર્યો એ કેવું અજાયબ જેવું છે!!! બાદશાહની આવી બહાદૂરી જોઇ બધાં માણસો તેનાં વખાણ કરવા લાગ્યાં; ને ઘણાં ખુશી થઈને હર્ષથી તાળીઓ પાડવા લાગ્યાં.

બાદશાહે તેના અવયવોનો ઘાટ નીહાળી, તથા તેની ચાલાકી જોઇ, તેના ઉપર સ્વારી કરવાની પોતાની ઇચ્છા વજીરોને દર્શાવી. વજીરોએ કહ્યું જહાપના! તમારા જેવા મોટા બાદશાહને આવા જંગલી જનાવર ઉપર બેસવું લાયક નથી, પછી જેમ તમારી ખુશી. બાદશાહે કહ્યું. હે વજીર! ઘોડા, હાથી, ઉંટ વિગેરે ઘણાં જનાવરો ઉપર મેં સ્વારી કરી છે, પણ

આઇ વખતે ગોરખર ઉપર સ્વારી કરી નથી, માટે આજ હું તેના ઉપર સ્વારી કરીશ. મહા તોફાની અને મસ્ત ઘોડાઓને મેં વશ કર્યા છે, તો આની શું બીશાદ છે? કે તે મને પાડી શકશે. એમ કહી બાદશાહે માણસોને હુકમ કર્યો કે, સોનાની સજાઇ તેની ઊપરે માંડો. માણસોએ બાદશાહના કહ્યા પ્રમાણે સજાઇ નાખી આપી કે તરત બાદશાહ સ્વાર થઇ, ઘોડા માફક દોડાવા લાગ્યો. થોડા વખત સૂધી તો ગોરખરે બાદશાહને ખુશી કર્યો; પછી એકદમ ઓચિંતો ઊડી, આકાશ તરફ જવા લાગ્યો. તે ઉડતા ગોરખરને જોઇ,વજીરો અને બીજાં માણસો અજાયબ થવા લાગ્યાં અને જેમ જેમ બાદશાહ દૂર જતો ગયો, તેમ તેમ તેજારીથી તે તરફ જોવા લાગ્યાં પણ આખ [illegible] ારે બાદશાહ દેખાતો બંધ થઇ ગયો [illegible] ત્યારે માણસોની આંખમાં પાણી આ[illegible] વી ગયાં

ડતાં રડતાં શહેર તરફ ગયાં. ાત શહેરના માણસોએ જાણી ત્યારે તેઓ પણ .ણું કલ્પાંત કરવા લાગ્યાં; કારણ કે **બહેરામશાહ** રૈયતને કદી પણ રંજાડતો નહોતો.

બાદશાહ **બહેરામને** પાંચ રાણીઓ હતી; તેઓ સર્વે ઉંચા કુળની મોટા બાદશાહની પુત્રીઓ હતી, તેઓએ જ્યારે આ દીલગીરીની વાત સાંભળી ત્યારે કેળના સ્થંભની માફક બેભાન થઈને ભોંય ઉપર પડી. વજીરોએ આવી, રાણીઓના મુખપર શીતળ અને સુગધી ગુલાબ વિગેરેનાં જળો છંટાવી શુદ્ધિમાં આણી. જ્યારે રાણીઓ શુદ્ધિમાં આવી ત્યારે તેઓએ વિલાપથી આખો રાજમહેલ ગજાવી મૂક્યો.

વ ોએ મોટી રાણીને સમજાવીને કહ્યું-હે માતુશ્રી શાહ કાંઇ મરણ પામ્યો નથી, કે તમે ? પ અને બળાપો કરો છો! ઈશ્વરનૃથ ૧ થોડા વખતમાં બાદશાહ

સહીસલામત આવી પહોંચશે. રાણીઓના મનમાં તે વાત ઉતરી, તેથી તેઓએ વિલાપ બંધ કરી, ઈશ્વરની ભકિત કરવા માંડી. એક માસપર્યંત રાણીઓ તથા વજીરોએ બાદશાહને આવવાની રાહ જોઇ, પણ બાદશાહ આવ્યો નહિ, ત્યારે આખરે દાના વજીરોએ પોતાના રાજના બચાવ સારૂ રાણીઓ સાથે વિચાર કરીને એવો ઠરાવ કર્યો કે, હાલમાં આપણા રાજાને કોઇ પણ વારસ નથી, તેમાટે મોટા વજીરને ગાદી સોંપવી; અને તે વજીર હમેશાં રાણીઓની સલાહ લેઇને રાજનો કારોભાર ચલાવે. આ વાત સર્વને પસંદ પડી, તેથી વજીરને તખ્તનસીન કર્યો; આ રીતે વજીરને રાજ્ય મળ્યા પછી શહેરમાં એવો ઢંઢેરો ફેરવ્યો કે, જે કોઈ માણસ હાલના બાદશાહની સામે થશે તેને સખ્તમાં સખ્ત સજા કરવામાં આવશે. એ રીતે મોટા વજીર તખ્તનસીન થયા બાદ સઘળાં મા-

ણુસો તેના તાબામાં રહેવા લાગ્યાં. એ રીતે ડાહ્યા વજીરોએ રાજ્ય ચલાવ્યું કે, તે દેશની પ્રજા તેના જુના રાજાને વિસરી ગઈ. જુગારી, લુચ્ચા, વ્યભિચારી અને બંડખોરોને વાસ્તે કાયદામાં એવી તો સખ્ત કલમો નાખી કે, તેના રાજ્યમાંથી લુચ્ચાઇનું નામ નીકળી ગયું, અને રામરાજ્ય માફક લોકોને સુખ મળવા લાગ્યું.

## પ્રકરણ ૨ જું.

હવે જ્યારે તે ગોરખર બાદશાહને લઈ આકાશમાં ઉડતો હતો, તે વખતે બાદશાહના મનમાં અનેક તરેહની કલ્પના થવા લાગી તથા હુલ્લડાઈ ભરેલું પગલું ભરવાની પોતે જે હિંમત કરી, તેથી પોતાના મનને ઘણો ધિક્કારવા લાગ્યો. એમ કરતાં આખરે બાદશાહ બેશુદ્ધ થવા લાગ્યો ને જાણ્યું કે, હવે મારાથી આ ગોરખર ઉપર ઘણી વાર ટકી શકાશે નહિ. ત્યારે જેમ ડૂબતો

માણસ તરણાને પકડે છે તેમ બાદશાહે લગામ મૂકી દીધી, ને તેની ગર્દનમાં હાથ નાખી, મડાં ગાંઠ વાળી ચોટી પડ્યો. પછી ધીરે ધીરે ગોરખર જમીન તરફ નમતો ગયો ને આખરે બાદશાહને સહિસલામત એક સુંદર બાગમાં ઉતારી પોતે ગુમ થઈ ગયો.

બાદશાહ આંખો ખોલી જુવે છે તો, એક ચમત્કારી રમણીય બાગ નજરે પડ્યો; જેમાં તરેહ તરેહનાં મેવાનાં ઝાડ અને ફૂલો હતાં, તેની વચોવચમાં એક સુંદર મહેલ હતો. તેની પાસે એક આરસનો મોટો ગોળ ફૂવારો હતો, કે જેમાં હમેશાં નિર્મળ પાણી ઉડ્યા કરતું હતું. બાદશાહ ઉઠીને, ચોમેર બેબાકળો થઈ નિહાળવા લાગ્યો, ત્યારે તેની નજર તે સુંદર મહેલ ઉપર પડી, ત્યાં એક કોંચપર બેસી સૃષ્ટિની લીલા નિહાળવા લાગ્યો, એવામાં ત્યાં એક મોટા કદનો સફેદ દેવ જમીનમાંથી નીકળી આવ્યો,

તેનો ધાટ માણુસના જેવો હતો, તથા તે રૂપાળો, શાન્ત અને દયાળુ હતો. તેણે નમ્રતાથી બાદશાહને સલામ કરી, તેથી બાદશાહને પહેલાં તો થોડી બીક લાગી, પણ જ્યારે દેવને નમ્રતાથી નમતો જોયો ત્યારે હીમ્મત ધરીને બોલી ઉઠ્યો—તું કોણ છે? ને આ સુંદર મકાન કોનું છે? તથા તારે અહીં આવવાનું શું પ્રયોજન છે? ત્યારે દેવે નમ્રતાથી જવાબ આપ્યો—મારૂં નામ **સફેદ દેવ** છે. તમે જે આ બાગ ને મહેલ જુવો છો, તે મારાંજ છે. મારૂં રાજ **કોહકાફ**ના વખણાએલા ડુંગરોપર છે, ત્યાં હાલ મારો નાનો ભાઈ રાજ ચલાવે છે. એક દિવસે મેં તમને શિકારગાહમાં શિકાર કરતાં જોયા હતા, તમારૂં સ્વરૂપ અને ચંચલાઈ જોઈ હું તમારા ઉપર શીદા થયો છું. તે દિવસથી આજ દિન સૂધી તમોને હાથ કરવાને અનેક પ્રયત્ન કર્યા, પણ સઘળાં વ્યર્થ ગયાંછે. છતાં આજ દિને ગોરખરનું રૂપ ધારણ કરી હું તમને

અહીં લાવવામાં ફત્તેહ પામ્યોછું.બાદશાહે કહ્યું ભલા દેવ! મને અહીં લાવવાથી તુંને શું ફાયદો થવાનો છે. દેવે જવાબ દીધો—હું દુનિઆના તમામ ભાગમાં મુસાફરી કરી આવ્યો છું, પણ તમારા જેવો રૂપાળો, હીમતવાન્, ને ન્યાયી બાદશાહ કોઇ પણ ઠેકાણે મારા જોવામાં આવ્યો નથી. તમોએ મોટા રાજ્યમાં રહી, અનેક તરેહના વૈભવો ભોગવેલા હશે, પણ જ્યારે થોડો વખત અત્રે મારા જેવા કંગાળને તમારાં સ્વરૂપનાં દર્શન આપતા રહેશો, ત્યારે તમારી ખાત્રી થશે કે, દુનિયામાં કેવી કેવી જાતનાં લોક વસે છે, અને તેઓ પરોણાગતમાં કેવા કુશળ છે. બસ, બસ, ભલા દેવ! મારી ખાત્રી થઈ ચુકી છે કે, તું મારી સાથે મિત્રાઈ બાંધવાને ઘણોજ ખુશી છે, તેથી જો હું તે વાતનો ઇનકાર કરૂં તો મારા જેવો બીજો કોઇ મૂર્ખ હશેજ નહિ. ખરે! ઈશ્વરે જે કર્યું તે સારૂંજ કર્યું છે તથા તારી

સાથે મિત્રાઈ થવાથી હું પોતાને મોટો ભાગ્ય-શાળી સમજું છું. દેવે કહ્યું–હે બાદશાહ! હું તારી ઉપર આજે ઘણો ખુશી થયો છું, ને આ-જથી સોગન લઉં છું કે, મારાથી બનતી નો-કરી હું તમારી બજાવીશ અને તમારા સર્વે દુશ્મનોનો નાશ કરીશ; એવી રીતે તેઓ ઘણી તરેહની ગોફતગો કરી, અંદર મહેલમાં જઈ બેઠા. કે તરત બીજા કેટલાક દેવો બાદશાહ તથા **સફેત દેવ** સારૂ ખાણાના સુવર્ણના ખુમચા લઇ આવ્યા, તે ખાઈ, ઉંચું મધ પીધું, તે એવું તો સ્વાદિષ્ટ હતું કે, બાદશાહે તેના જેવું મધ પોતાના જન્મમાં કદી પીધું નહોતું. પછી બા-દશાહના કાને મધુર અને કદી ન સાંભળેલા રાગનો ભાસ થવા લાગ્યો, ત્યારે તેણે દેવને પૂછ્યું–આ અવાજ કયાંથી આવે છે? તેણે કહ્યું–આ દેવતાઈ મકાન છે, તેથી તમે કાંઈ જોઇ શકતા નથી, પણ જ્યારે સુલેમાની સુરમાની

સળી તમારી આંખે આંજશો ત્યારે તમે સર્વસ્વ જોઇ શકશો. એમ કહી સુલેમાની સુરમો, તેની બે આંખમાં આંજ્યો કે, તરત જેમ સ્ટેજપરથી પડદો ઉચકાતાં આપણી નજરે ભૂતો, પ્રેતો, પરીઓ વિગેરે પડેછે, તેમ બાદશાહની નજર અનેક ખૂબસુરત નાંજનીઓ ઉપરે પડી કે, જેઓને હુકમ થતાંજ નાચ તથા ગાણું શરૂ થયું. બાદશાહ આ સઘળું જોઇ, ઘણો ખુશી થઈ ગયો, ને પોતાને ઇન્દ્રની સભામાં બેઠેલો માનવા લાગ્યો. પછી બાદશાહને સૂવાને એક રત્નજડિત પલંગ તથા તેની નોકરીમાં કેટલાક નોકર ચાકરો તથા પરીઓ આપી. એવી રીતે બાદશાહ હમેશાં ખુશીમાં પેલા દેવ સાથે દિવસ નિર્ગમન કરતો હતો.

એક દિવસે સફેત દેવ બાદશાહ પાસે આવી કહેવા લાગ્યો કે, મારા નાના ભાઇનાં લગ્ન એક મોટા રાજાની પુત્રી સાથે થોડા દિવસમાં થ-

વાનાં છે, તેથી જો તમારી રજા હોય તો હું કોહકાફ જઇ, લગ્નની ખુશાલીમાં સામેલ થાઉં. મારા ભાઇ તરફથી હાલ ઘણા દિવસ થયા મને આમંત્રણ આવ્યા કરે છે, મારી મરજી તમોને છોડી જવાની જરા પણ નથી, પણ લાચારીથી છોડવાની ફરજ પડે છે. બાદશાહે કહ્યું ભલા દેવ! તું દિલગીર શાને માટે થાય છે. તને જા કહેતાં મારી જીભ ઉપડતી નથી, પણ જાઓ, અને તમારાં કુટુંબ કબિલાથી મળી, શુભ કામ કરી, અત્રે તરત પાછા આવો.

જ્યાંસૂધી તમે અત્રે આવશો નહિ, ત્યાંસૂધી મારા જીવને કરાર વળવાનો નથી. પછી દેવે પોતાનાં સઘળાં માણસોને બાદશાહના હૂકમમાં રહેવાનો સખ્ત હૂકમ કરી, પોતાની પાસેથી એક રત્નજડિત ચાવી બાદશાહને આપીને કહ્યું–આ બાગ સિવાય એક બીજો સુંદર બાગ પણ અત્રે છે. જે દુનિયાના સઘળા બાગો

કરતાં શ્રેષ્ઠ ને શોભાદાર છે, તેની આ કુંચી હું તમને આપું છું, તેથી જ્યારે તમારી મરજી થાય ત્યારે તે બાગમાં આંટો મારી આવજો, જેથી તમારા જીવને ઘણોજ આનંદ થશે, તેની અંદર બપોરના વખત રહેશો નહિ અથવા રાત્રીએ સૂતા નહિ; બાકી સર્વે રીતે તે બાગનો ઉપયોગ કરવાની તમને છૂટ છે. અત્રે મારાં જે માણસો રાખેલાં છે, તેઓ તમારા હુકમના તાબેદાર થઈ રહેશે તથા આ મારા વાળ આપું છું, તે જ્યારે મારી તમોને જરૂર પડે ત્યારે અગ્નિ ઉપર મૂકશો કે, તરત હું તમારી સેવામાં હાજર થઈશ.

## પ્રકરણ ૩ જું.

**સફેતદેવના** જવા પછી કેટલાક દિવસ તો બાદશાહે ખુશી ખુશાલીમાં ગાળ્યા. પણ આખરે એકલો રહેવાથી તેને કંટાળો આવવા લા-

ગયો તથા પોતાના રાજ્યની કેવી વ્યવસ્થા થતી હશે! ને રાણીઓનું શું થશે? એમ વિચાર-સાગરમાં પડી, આ સમુદ્રરૂપી સંસારના મોજામાં તણાવા લાગ્યો. આખરે કંટાળી સફેત દેવને યાદ કરવા લાગ્યો કે તરત દેવે આપેલી પેલી કુંચી તેને યાદ આવી, તેથી બીજા શોક-હરણ બાગનો દરવાજો ખોલી તેમાં દાખલ થયો તે વખતે બરાબર મધ્યાહ્નના બાર વાગેલા હતા ને સૂર્યનારાયણ પણ પૂર તેજથી પ્રકાશી રહ્યા હતા, તેવે વખતે બાદશાહ બાગમાં દાખલ થઈ જુએછે તો બાગની અંદર તમામ નવી જાતનાં ફળ, ફૂલો તથા મેવા તેના જોવામાં આવ્યા, તેની અંદર પક્ષીઓ પણ જુદીજ તરેહનાં હતાં તથા ઠેકાણે ઠેકાણે આરસના હોજ અને તે ઉપરે રત્નજડિત કામ કરેલું હતું, આગળ ચાલતાં બાદશાહની નજર એક સુવર્ણના મહેલપર પડી, જેનો ચળકાટ અને તેજ જોઈ, બાદશાહની આંખો મીચાવા લાગી.

અંદર જઈ જોતાં તે મહેલમાં સોનું, હીરા, માણેક અને એવાંજ બીજાં કીમતી જવાહીરો સિવાય તેની નજરે બીજું કાંઈજ પડ્યું નહિ. પથ્થરની જગાએ સોનાની ઈંટો મૂકેલી હતી, તથા જડતરમાં જવાહીરોનું કામ હતું. બાદશાહ પોતાને સ્વપ્નાવસ્થામાં જાણી, ધારી ધારીને નિરખવા લાગ્યો, તથા એક ચીજ જુએ તો બીજી ભૂલી જતો હતો.

તે મહેલની બાંધણી ચારે બાજુએથી સરખી હતી, અજાણ્યાં મનુષ્યો તેમાં ગોથાં ખાયાં કરે પણ પત્તો લાગે નહિ. જોતો જોતો બાદશાહ છેક અગાસીમાં ગયો ને ત્યાંથી બાગનો દેખાવ નિહાળવા લાગ્યો. એમ જોતાં તેની નજર એક સુંદર નાળા ઉપરે પડી, તેના કિનારાપર એક પરી ઉભેલી હતી, જે આસપાસ જોઈ, પોતાનાં કપડાં ઉતારી, નાળામાં સ્નાન કરવાની તૈયારીમાં હતી. બાદશાહ તેને

ચંદ્રમા સમજી સૂરજ તરફ જોવા લાગ્યો ને ધોળે દિવસે ચંદ્રમા ઉગતો હશે એવી ભ્રાંતિ લાવી વિચાર કરવા લાગ્યો. આખરે ખૂબ બારીક નજરથી તપાસ કરી તો તેને જણાયું કે, તે કાંઈ ચંદ્રમા નથી પણ ઈશ્વરે ઘડેલી હાડ અને ચામની જીવતી પુતળી છે. આહા! ઈશ્વરે આવાં રત્નો ક્યારે અને કેટલે વરસે ઘડી તૈયાર કરેલાં હશે? મારા જોવામાં ઘણીક ખુબસુરત નાંજનીઓ આવેલી છે, પણ તેઓ આના પગના તળીઆની પણ બરોબરી કરી શકનાર નથી. કીસ્સા અને કહાણીઓમાં મેં સાંભળેલું છે કે, દેવો અને પરીઓ વિગેરે આ દુનિયામાં હયાત છે. તે આજે હું નજરે જોઉં છું. અને પરીઓ સિવાય આવું રૂપ બીજાઓમાં હોતું નથી, પણ મેં એટલું પણ સાંભળ્યું છે કે, જો પરીઓનાં વસ્ત્ર મનુષ્ય હાથ કરે છે, તો તેઓને તે

વશ થાય છે, તેનું પારખું જોવાનો આ ખરે-ખરો વખત છે, તેથી તે જેવી લૂગડાં ઉતારી, નગ્ન થઈ નાળામાં નહાવા પડી, કે બાદશાહે નીચે ઉતરી તરત તેનાં લૂગડાં ઉપાડી લીધાં. તેણે પોતાનું અંગ સાફ કરી, નીકળવાની તૈયારી કરી, અને પોતાનાં કપડાં જે તરફ મૂકયાં હતાં, તે તરફ નજર કરી તો કાંઇ મળે નહિ, તેથી જાણ્યું કે, જરૂર આજે આ બાગમાં પરાયા માણુસનો પ્રવેશ થએલો છે. પછી ચારે તરફ નજર કરી પણ કોઇ પણ માણુસ કે પશુ પક્ષી તેના જો-વામાં આવ્યાં નહિ, ત્યારે તેણે જોરથી ઘાંટો કાઢી અવાજ કર્યો કે, મારાં કપડાં લઇ જનાર સખસ જો તરત હાજર થશે નહિ, તો હું તેને બાળી ભસ્મ કરી નાંખીશ, કારણ કે હું સતી અને કુંવારી છું.

બાદશાહ આવાં વચનો સાંભળી ગભરાઈ ગયો અને તરત તે નાળા પાસે ગયો અને તે

પરીને નમ્રતાથી અરજ કરી કે, જો તમે મને મળીને જવાની કબૂલાત આપો તોજ હું તમારાં કપડાં આપું. પરીએ જાણ્યું હાલ મારે કપડાંની જરૂર છે, તેથી જો હું ના કહીશ તો મારે નગ્ન હાલતમાં બહાર નીકળવું પડશે, તેથી તેણે કહ્યું–જાઓ તમો મહેલમાં બેસો હું મારાં કપડાં પહેરી તમારી પાસે જરૂર આવીશ. બાદશાહ તેનાં કપડાં જે ઠેકાણે પડેલાં હતાં, ત્યાં મૂકી ચાલતો થયો અને મહેલમાં જઈ તેની રાહા જોતો એક હીરાજડિત ખુરસીપર બેઠો.

થોડા વખતમાં તે પરી પોતાનાં કપડાં, ઘરેણાં પહેરીને બાદશાહ પાસે આવી, પોતાનો પૂરતો દમામ ને ઠાઠ બતાવી કહેવા લાગી–હે કમ્ અક્કલ આદમ જાત! શું તું જાણતો નથી કે આ બાગ અને મહેલ ખાસ કરીને મારાસારૂજ બનાવવામાં આવેલો છે, તેમાં કોઇ પણ આદમ જાત તો શું? મગર દેવોબી આવવાની તાકત ધરાવતા નથી.

બાદશાહ દીન થઇ કહેવા લાગ્યો–મનમોહક મધુરી શાહાજાદી! જેણે આ બાગ અને મહેલ બાંધેલાં છે, તેણેજ મને અહીં ફરવા હરવાની પૂરતી સત્તા આપેલી છે. પરી એ બાદશાહને હીમતથી બોલતો જોઈ, પોતાના મનમાં તેના ઉપર અતિ પ્રેમ આણવા લાગી અને પ્યારથી બોલી–જેણે તમને આ બાગ અને મહેલની સત્તા આપેલી છે, તેણે કાંઈ મારા ઉપર સત્તા આપી નથી. બાદશાહે હસીને જવાબ આપ્યો–મારા ઉપર જો ઈશ્વરની પૂર્ણ કૃપા હશે તો એમ પણ થશે. ના, ના, પરીએ કહ્યું–તેમ કદી બની શકેજ નહિ. સિંહણ સો દિવસ ભૂખના કાઢશે પણ ઘાસ કદી ખાવાની નથી, તેમ મારા સાંભળવામાં ઘણી વખતે આવેલું છે કે, આદમ જાતમાં વફાદારી છેજ નહિ. બાદશાહે કહ્યું–વાહ! વાહ!! તમારામાં કેટલી સમજણ છે, તે આ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે

છે. શું પાંચે આંગળીઓ સરખી હોય છે? અથવા તો કોલસામાંથી હીરા નથી મળી શકતા? એવાં એવાં હજારો દૃષ્ટાંત મારી પાસે છે, તથા આદમ જાતોએ પરીઓ સાથે ચલાવેલી સલુકાઈ અને પ્યાર તથા પરીઓએ તેઓ ઉપર ચલાવેલી ઘાતકી અજમાએશની એક વાત હું તમને કહુંછું તે સાંભળો.

## પરીબાનું ગુલનારની અંતર વાર્ત્તા.

તુરાન દેશમાં ગ્યાસુદ્દીન નામનો એક બાદશાહ રાજ્ય કરતો હતો, તેના શાહજાદાને તથા વજીરના પુત્રને ઘણી દોસ્તી હતી. તેઓ હમેશાં સાથેજ રહેતા હતા તથા શીકારે પણ સાથેજ જતા હતા. એક વખતે બન્ને જણ મધ્યાહ્ન વખતે શીકારે નીકળ્યા અને ફરતાં ફરતાં તેઓની નજર એક સુંદર હરણી ઉપર પડી, જેના ચારે પગમાં સોનાના ઘુઘરા બાંધેલા હતા, તથા શરીર ઉપરે સુંદર જરીની સાલ

ઓઢાડેલી હતી, તેને જોતાંજ બંનોએ પોતાના ઘોડાને તેની પાછળ મારી મૂક્યા. પણ તે હરણી એવી તો ચાલાક હતી કે, તેઓને જરા પણ ફાવવા દીધા નહિ.

વજીર પુત્રથી શાહજાદાના તેજ ઘોડાની બ- રોબર ટકી શકાયું નહિ, તેથી તે પાછળ રહી ગયો પણ શાહજાદાએ તો પોતાના ઘોડાને છૂટ લગામથી તે હરણીની પાછળ છોડી મૂક્યો.

એમ કરતાં એક ડુંગર નજદીક બન્ને જણ આવી પહોંચ્યાં, ને ત્યાંથી પેલી હરણી ગેબ થઈ ગઈ. શાહજાદો ઘોડા પરથી ચારે તરફ નીહાળવા લાગ્યો, તો એક પથ્થરનો મજબૂત દરવાજો જોવામાં આવ્યો. તેને તાળું લગાડેલું નહોતું, તેથી તેને હાથ લગાડતાંવાર તે ખુલ્લી ગયો, અને અંદર એક લાંબો ગએલો રસ્તો તેના જોવામાં આવ્યો. તે ઘડીક સ્થંભ્યો, પણ આખરે હીમત કરી, તેમાં દાખલ થયો. થોડે

દૂર ગયા પછી, તેની નજર એક સુંદર બાગ ઉપરે પડી; તે દેવતાઈ બાગ હશે એમ જાણી તેમાં તે દાખલ થયો તો તેની નજર એક અતિ સુશોભિત મહેલ ઉપર પડી, તેનું ઉત્તમ નકસી કામ અને કારીગીરી જોઈ, મનમાં વિચાર કરવા લાગ્યો કે, આ મહેલમાં કોઈ સાધારણ માણસ રહેતું નહિ હશે. પણ ચાલ જીવ આટલે સૂધી આવ્યો છું, આ મહેલ જોતો જાઊં. એમ જાણી તેમાં તે દાખલ થયો. અંદર નજર કરી તો એક સુંદર સ્રી પોતાની સખીઓ સાથે એક રત્નજડિત કોંચ ઉપરે બેસી હાસ્ય વિનોદની વાતો કરતી તેની નજરે પડી, ને તેઓની નજર પણ શાહજાદા ઊપરે પડી. તેઓમાંની એક જણી, જેણીનો દમામ સર્વેથી વધારે હતો, તેણીએ શાહજાદાને ઇસારાથી પોતાની પાસે આવવા કહ્યું. શાહજાદો પગ સોયો કે, તેણીએ તેને મનગમતો આવકાર આપી

કહ્યું-પધારો રાજકુમાર! હું તમારા આવ્યાની ક્યારની રાહ જોઉં છું.

શાહજાદાએ નમ્રતાથી કહ્યું-બાઈ સાહેબ! જે સ્થળે પરવાનગી વગર દાખલ થઈ શકાય નહિ, તેવી જગોએ એકાએક દાખલ થઇ, તમો પરીબાનુઓને અડચણ કરી છે, તેથી ક્ષમા કરશો. તમારા બોલવાપરથી જણાય છે કે, તમે મને પીછાનો છો, પણ હું તમને પીછાની શકતો નથી, તેનું કારણ શું? તે ખુબસુરત નાંજનીએ જવાબ આપ્યો,-પ્રિય શાહજાદા! હાલ તમે મને ઓળખી શકતા નથી, છતાં હું તમને ઓળખું છું, તે જ્યારે હું મારૂ સર્વે વૃત્તાંત તમને કહી સંભળાવીશ ત્યારે સર્વે વાત તમારા જાણવામાં આવશે; હાલ તમે આ સુવર્ણની ખુરસીપર બેશો, કારણ કે, તમને હરણીની પાછળ ઘણી મહેનત વેઠવી પડી છે. શાહજાદો તરત તે સુવર્ણની ખુરસીપર બેસી કહેવા લાગ્યો

મધુર મનમોહન સુંદરી! તમારા મેળાપથી મારો સર્વે થાક ઉતરી ગયો છે, ને હવે તમારો વૃત્તાંત જાણવાને હું ઘણો આતુર થયો છું. તેણીએ કહ્યું–ગુલીસ્થાનના નામીચા શીરોજશાહ બાદશાહની હું એકની એક પુત્રી છું, મારો જન્મ પણ ત્યાંજ થએલો છે, મારૂં નામ ગુલનાર છે. મારાં માતાપિતાને મારા સિવાય કાંઈ ફરજન નથી, તેથી તેઓ મારા ઉપર ઘણો પ્યાર રાખે છે, ને મને પુત્ર માફક ચાહે છે. થોડા દિવસપર મારા પિતાના ગામથી મારા મામાને ત્યાં જતાં રસ્તામાં મેં તમને જંગલમાં શિકાર ખેલતાં જોયા. તમારી ખુબસુરતી અને ચંચળાઈથી મારા જીગરમાં પ્રેમનાં બાણ વાગ્યાં. તેથી આજ દિને હરણીનું રૂપ ધારણ કરી, તમને લલચાવી અત્રે લાવી છું. આ સર્વે રચના જે તમે જુવો છો, તે, મારા હુકમથી તમારાસાર મારા યક્ષોએ બનાવેલી છે. અગાઊ આ

જગોએ વેરાન જંગલ હતું. હાલ તમે મારી પાસે રહો, અને પરેસ્તાની બાગ અને મહેલની સહેલ કરો.

શાહજાદાએ કહ્યું-પ્રાણવલ્લભા! ખરેજ તું આશકોનાં કલેજાં વિંધનારી એક દેવી છો, ને હું તમારા ઉપરે ખરા મનથી શીદા થયો છું; તેથી લગ્નની પવિત્ર ગાંઠ બાંધી, મારા જેવા તુચ્છ શાહજાદાને સુખી કરશો. ગુલનારે હસી જવાબ દીધો નહિ, નહિ, મારા પ્રિય શાહજાદા! ઉતાવળે કરેલું કામ સદા નિષ્ફળ નીવડે છે. ધીરજનાં ફળ મીઠાં છે. તેમ મારાં માતાપિતાની ખુશી સિવાય મારાથી તમારી સાથે લગ્ન થઈ શકેજ નહિ. હાલ તમે અત્રે રહી મને તમારા મોહક મુખનાં દર્શન આપ્યા કરશો તો આ દાસી ઉપરે તમારો ઘણો આભાર થશે. પણ મારા શરીરને હાથ લગાડશો નહિ; કારણ કે હું હજી કુંવારી છું; તે ન માનતાં જો કદી તમે અધીરા

થઈ મારા શરીરનો સ્પર્શ કરશો તો તમારે ઘણો પસ્તાવો કરવો પડશે. વખત જતાં ઈશ્વર સર્વે સારૂં કરશે. જો કે શાહજાદાને હાલ તે દિલાસો બસ હતો, પણ તેથી કાંઈ તેને પૂરતો સંતોષ વળ્યો નહિ. છતાં ધીરજ રાખી, નમ્રતાથી તેની સાથે વાતચીત કરવા લાગ્યો. પછી ગુલનારે તેને તરેહ તરેહના મેવા, મીઠાઈ ખવડાવી, ખુશ કર્યો અને ખાણા ઉપરે એવો તો ઉંચો મદ્ય પાયો કે, તેના જેવો ઉંચો અને સ્વાદિષ્ટ મદ્ય તેણે જન્મમાં ચાખ્યો નહોતો. પછી ગુલનારનો હુકમ થતાં કેટલીક પરીઓ નાચ કરવા લાગી. શાહજાદો પણ દારૂના નિશામાં સામેલ થઈ નાચ કરવા લાગ્યો. શાહજાદો પરીઓનો નાચ જોઈ અજબ થવા લાગ્યો અને પરીઓ શાહજાદાનો નાચ જોઈ, ખુશી થવા લાગી. પછી ગુલનારે શાહજાદાનો નાચ જોઈ, તેનાં વખાણ કરી કહ્યું-શાબાસ, શાબાસ, રાજપુત્ર ! હું તમારા નાચથી

ઘણીજ પ્રસન્ન થઈ છું. એવી રીતે ઘણોક વખત શાબાસી મળવાથી, શાહજાદો નિસ્સામાં ભાન ભૂલી, એકદમ ગુલનાર પાસે જઈ, તેનો હાથ પકડી ચુંબન કરવા લાગ્યો. ગુલનારે કોપિત થઈ શાપ આપ્યો કે, હે મૂર્ખ માનવી! તું મનુષ્યમાં રહેવા યોગ્ય નથી, પણ અશ્વ થવાને વધારે યોગ્ય છે. એટલું કહેતાંજ શાહજાદો તરતજ ઘોડો બની ગયો; એટલે ગુલનારના હૂકમથી તેણીની દાસીઓએ તેને બહાર હાંકી કાઢચો. તે શાહજાદો અશ્વરૂપે જંગલમાં દુઃખી હાલતે ફરવા લાગ્યો. હવે આ ઠેકાણે બાદશાહ બહેરામ બાનુહુસનને કહેવા લાગ્યો–જુઓ! તમારી પરીઓમાં કેવી વફાદારી હોયછે, તે આ વાત ઉપરથી સિદ્ધ થઈ શકેછે. બીચારા જુવાન શાહજાદાને પોતાના પંઝામાં સપડાવી, રાજપાટ મૂકાવી, આખરે અશ્વ બનાવી અરણ્યમાં હાંકી કાઢચો.

બાનુહુસને બાદશાહને કહ્યું–તેમાં ગુલનારનો જરા પણ વાંક નથી; તેણે પોતેજ પોતાના પગમાં કુહાડી મારી છે, ગુલનારે તેને હાથ ન લગાડવા વિષેનો સખ્ત ઈસારો પહેલાંથીજ કરેલો હતો, પણ તેથી તે ન સમજતાં, દિવાનો થઈ, એકદમ તેણીના હાથને ભ્રષ્ટ કર્યો, એમાં તેની થોડી ભૂલ નથી. બાદશાહ બહેરામે કહ્યું–બાનુ! હાલ તો તમને એમ લાગે છે, પણ જ્યારે સર્વે વાત સાંભળશો ત્યારે તમારી ખાત્રી થશે.

## પ્રકરણ ૪ થું.

હવે વજીર પુત્ર શાહાજાદાથી છૂટો પડી વિચારવા લાગ્યો કે શાહજાદો હરણીનો શીકાર કરી હમણાં આવશે. એમ ઘણો વખત તેની રાહ જોઇ પણ તે આવ્યો નહિ; આખરે નિરાશ થઇ, શહેરમાં જઈ સર્વે વૃત્તાંત પોતાના પિ-

તાને કહી સંભળાવ્યો. તે વાત બાદશાહ પાસે જતાં બાદશાહ ઘણું કલ્પાંત કરવા લાગ્યો. અને વજીરને બોલાવી સખ્ત હુકમ આપ્યો કે, તમે જાતે માણુસોને લઈ ચોતરફ શોધ ચલાવો. જ્યાંસૂધી હું મારા એકના એક શાહજાદાનું મુખ જોઇશ નહીં, ત્યાંસૂધી ખાવું પીવું તો શું મગર રાત્રીના પૂરી નિદ્રા પણુ આવવાની નથી.

વજીરે તરત બાદશાહનો હુકમ માથે ચઢાવી પોતાનાં માણુસોને લઇ, પુત્ર સાથે શાહજાદાની શોધમાં નીકળી પડ્યો, અને પોતાના માણુસોને ચારે તરફ શાહજાદાની શોધમાં મોકલી દીધાં, તથા પોતે પણુ પુત્રને સાથે લઇ ચોતરફ શાહજાદાને ખોળવા લાગ્યો. સવારના નીકળેલા તે સાંઝ પડી પણુ કાંઈ પત્તો લાગ્યો નહીં. ત્યારે બંને પિતા પુત્ર એક મોટા વૃક્ષ નીચે બેસી શાહજાદા વિષે વાત કરવા લાગ્યા. એવામાં તે-

ઓની નજર પેલા મનુષ્યરૂપી ઘોડા ઉપરે પડી, ને તે ઘોડો પણ દયામણી રીતથી તેઓ નજદીક આવ્યો. ખાકન જે વજીર પુત્રનું નામ તેણે કહ્યું જુઓ પિતાજી ! આ અશ્વ કેવો સારો અને સમજુ લાગે છે, પણ તેની આંખે પાણી ચાલ્યાં જાય છે તેનું શું કારણ હશે ? વજીરે કહ્યું પુત્ર આ કાંઇ ખરેખરો ઘોડો નથી પણ આપણે જેની શોધમાં નીકળેલા છીએ, તેજ કમનસીબ શાહજાદો છે.

મેં નાનપણમાં મારી ધાવ પાસેથી જાદુઇ વિદ્યાનો સારો અભ્યાસ કરેલો છો તેથી હમણાંજ હું તેને તેની અસલી હાલતમાં લાવીશ. એમ કહી પોતાની અંજલીમાં થોડું પાણી લઇ કાંઈ મંત્ર ભણી તે શાહજાદા પર છાંટીને કહ્યું હે સર્વ જગત્‌ના પિતા, જો આ ઘોડો અશ્વ યોનિમાં જન્મ્યો હોય તો તેને એજ હાલતમાં રાખજે નહીંતર પાછો અસલ સ્વરૂપમાં લાવજે.

એટલું કહેતાં શાહાજાદો તરત મનુષ્ય થઇ ગયો, અને વજીરનો ઉપકાર માની, તેને ભેટી પડયો. પછી પોતાના મિત્રને મળી સર્વે વૃત્તાંત કહી સંભળાવ્યો. બંનેને શાહજાદા ઉપરે ઘણી દયા આવી. પછી વજીરે તેને બાદશાહ પાસે હાજર કર્યો કે બાદશાહ તેને જોતાંજ ભેટી પડયો અને આંખમાં હરખનાં આંસુ લાવી સર્વે વૃત્તાંત પૂછવા લાગ્યો. શાહજાદાએ પોતાનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો અને વિશેષ કહ્યું–પિતાજી ! હું તે ઉપર ખરા મનથી આશક થયો છું. બાદશાહે કહ્યું–પ્રિય પુત્ર ! જે રંડાએ તને આટલું દુઃખ દીધું તેની સાથે પ્યાર કેવો ? આપણા રાજમાં ખુબસુરત સ્ત્રીઓની કયાં ખામી છે ? જે રાજાની કુંવરી તને પસંદ પડે તેની સાથે તારાં લગ્ન કરી આપું, આજથી તે રંડાનું નામ તારે મારી પાસે લેવું નહીં. શાહજાદે જવાબ આપ્યો–પિતાજી ! મારૂં મન એક છે ને તે હું તેણીને આપી ચુકયો છું

તેથી બીજી સ્ત્રી સાથે લગ્ન કરી શકતો નથી. બાદશાહે તેને અનેક રીતથી સમજાવી કહ્યું, પણ શાહજાદો એક ટળી બીજો થયો નહીં, તેથી આખરે કંટાળી બાદશાહે તેને કહ્યું–જો તું થોડા દિવસમાં તે સ્ત્રીનું નામ મૂકી દેશે નહીં, તો હું ફરીથી તારૂં મોહું જોનાર નથી. એમ કરતાં ઘણા દિવસ વહી ગયા પણ શાહજાદાને ગુલનાર વિના ચેન પડે નહીં, હમેશાં ઘોડા ઉપર બેસી એકલો તે ડુંગર તરફ જવા લાગ્યો, પણ પેલો દરવાજો હાથ લાગે નહીં.

એમ કરતાં એક દિવસ તેની નજરે પેલો જ પથ્થરનો દરવાજો પડ્યો, તેની ખુશાલીનો શું પાર! તરતજ હરખથી તેમાં તે બેધડક દાખલ થયો અને તેજ મોહોલમાં ચાલ્યો ગયો. ગુલનારની નજર શાહજાદા ઉપરે પડી કે તરત ઉઠીને શાહજાદા સામી લેવા દોડી ગઇ અને પોતાની પાસે બેસાડી ખુશ ખબર પૂછવા લાગી.

શાહજાદે કહ્યું–હે ગુલે ગુલનાર સુંદરી! જે દિવસથી મેં તમારો મનમોહક ચહેરો જોયો છે તે દિવસથી આજ દિવસ સૂધી મારા મનમાં હમેશાં તમારીજ ઝંખના થયા કરે છે. ગુલનારે કહ્યું–તમોએ જાતે તમારી ખરાબી કરી છે, તેમાં મારી કસુર જરા પણ નથી. ના કહ્યા છતાં પણ તમે અધીરા થઇ મારા શરીરનો સ્પર્શ કર્યો તેથીજ મારે તમને શાપ આપવાની ફરજ પડી છે પણ જુઓ આજથી હું તમને હાથચુંબનની રજા આપું છું. હવેથી મારા શરીરના બીજા કોઈ પણ ભાગને અપવિત્ર કરશો નહીં. શાહજાદો એટલેથીજ ખુશી થઈ પોતાનો વખત તે ગુલે ગુલનાર સાથે ગમતથી ગુજારવા લાગ્યો.

ગુલનાર આ વખતે શાહજાદાની ધૈર્યતા, ચંચલાઈ અને સબુરી જોઇ પોતાનો પ્યાર તેની ઉપરે અધિક અધિક વધારવા લાગી, અને શા-

હજાદાને કહ્યું–ખરેજ જો તમે હમેશાં આ મા-ફક વર્તશો તો જરૂર તમારૂં કામ જલદી સિદ્ધ થશે. ઘણાક દિવસો એમ વહી ગયા, અને શા-હજાદો હમેશાં ગુલનાર પાસે લગ્નની માગણી નમ્રતાઈથી કરતો ગયો પણ તે તેને હમેશાં ધીરજ રાખવાનું જ કહેતી હતી. દિનપરદિન શાહજાદાની અધીરતા વધતી ગઈ અને પોતાના મન ઉપરે પોતાનો કાબુ રહી શકતો ન હતો તોપણ ધીરજ રાખી હમેશાં મનના વેગને મહા મુશ્કેલીથી દાબી રાખતો હતો.

એક દિવસ બન્ને જણ ખુશ મીજાજમાં બેશી પ્યારની વાતો કરતાં હતાં, તે વખતે શાહજા-દાથી રહી શકાયું નહીં. તેથી એકદમ ઉભો થઇ ગાંડા માફક ગુલનારની ડોકમાં હાથ નાખી મુખચુંબન કરવા લાગ્યો. આ વખતે ગુલનારે શાહજાદા પર અગાઉની માફક ગુસ્સો કર્યો નહીં. પણ અર્ધો ગુસ્સા અને અર્ધો પ્યારથી કહ્યું

મારા મનમોહક પોપટ ! ઘણા દિવસ ધીરજ રાખી જ્યારે સુખ પામવાનો વખત પાસે આવ્યો ત્યારે અધીરતાને વશ થઈ બન્નેના સુખનો નાશ કર્યો. હજી તારા નશીબે દુઃખ ભોગવવાનું લખેલું હશે તે મારાથી ફેરવી શકાવાનું નથી. ગુલ-નારના મોઢામાંથી મારા મનમોહક પોપટ એ-ટલાજ શબ્દો નીકળતાં શાહજાદો તરત પોપટ બની ગયો, અને પોતાના મધુર સ્વરથી ગુલ-નાર પાસે ક્ષમા માગવા લાગ્યો, પણ તેણીએ તેનું કહેવું ન સાંભળતાં દાસીઓને તે પોપટને ઉડાડી મૂકવા હુકમ કર્યો, તે પ્રમાણે દાસીઓએ તેને બહાર ઉડાડી મૂક્યો, અને શાહજાદો ઉ-ડતો ઉડતો પોતાના બાપની રાજધાની તરફ જવા લાગ્યો.

આ ઠેકાણે (વખતે) બાદશાહ બહેરામ બાનુ હુસનને કહેવા લાગ્યો, જુઓ ! તમારી પરીઓમાં કેવો પ્યાર અને દયા છે તે આ પ-

રથી તમારી ખાત્રી થઇ હશે. બિચારા શાહજાદાને પ્યારમાં ફસાવી મોહોબતની વાતો કરી આખરે અરણ્યમાં છોડી દીધો. શરમ છે, શરમ છે, પરીજાતોને. બાનુ હુસનથી આ વખતે વધારે તો કહેવાઇ શકાયું નહીં, પણ એટલુંજ કહ્યું—તેમાં ગુલનારનો વાંક નથી, શાહજાદો પોતાની અધીરતાનાં ફળ પામ્યો છે. બાદશાહે કહ્યું—ખરે હજી તમે તે બિચારા દિવાના આશકનો વાંક કાઢો છો તો જ્યારે તમે પૂરી વાત સાંભળશો ત્યારે તમારી સંપૂર્ણ ખાત્રી થશે.



## પ્રકરણ ૫ મું.

તે શાહજાદો ત્યાંથી ઉડી પોતાના રાજ્ય તરફ ગયો અને પોતાના મિત્ર વજીર પુત્રની બારી ઉપર બેસી, ખાકન ! ખાકન ! કહી મધુર સ્વરથી પોકારવા લાગ્યો.

ખાકને જાણ્યું–આ વખતે મને કોણ બોલાવે છે, તેથી ચારે તરફ નિહાળવા લાગ્યો તો તેની નજર પેલા સુંદર પોપટ ઉપર પડી, તરત તેણે હાથ લાંબો કીધો ને તે પર શાહજાદો આવી બેઠો. પછી શાહજાદે પોતાનો તમામ હેવાલ તેને કહી સંભળાવ્યો. વજીર પુત્રે, તેને ધીરજ આપી કહ્યું–મારા પિતાજી આવશે એટલે હું તેમને તમારા છૂટકારાની અરજ કરીશ. વ-જીર આવ્યો એટલે ખાકને શાહજાદાનો તમામ કિસ્સો કહી સંભળાવ્યો અને તેને છૂટો કરવાની અરજ ગુજારી. વજીરે કહ્યું–પ્રિય પુત્ર! એક વખત દયા લાવી મેં તેને છૂટો કર્યો પણ હાલ હું તેમ કરી શકતો નથી. એમ કહી શાહજા-દાને એક સુંદર પાંજરામાં નાંખી બાદશાહ પાસે લઈ ગયો. બાદશાહ વજીરને પોપટનું પાંજરૂં હાથમાં લઈ આવતો જોઈ, વિચારવા લાગ્યો. આનું કારણ શું હશે? વજીર જાતે હાથમાં પાં-

જરૂ લઈ આવે છે તેથી આમાં કાંઈ ભેદ હશે. વજીરે પોપટનું પાંજરૂ બાદશાહના પગ પાસે મૂકી અરજ ગુજારી કે બાદશાહ કીબલા! આ પોપટ અને પાંજરૂ જોઈ તમને અજાયબી લાગતી હશે, પણ તમે જાણી ખુશી થશો કે, આ પાંજરામાં તમારો કમનસીબ શાહજાદો પૂરેલો છે. એક વખત અશ્વ થઈ આવ્યો તેને પાછો મનુષ્યના રૂપમાં આણ્યો તો આજે આ રૂપ ધારણ કરી આવ્યો છે.

બાદશાહે કહ્યું—બસ! બસ! વજીર, તે નાફરમાન છોકરાનું નામ મારી પાસે ના લે, પિતાનું વચન ન માનતાં જે છોકરાંઓ પોતાનું ડહાપણ ડોળે છે તેના હમેશાં બૂરા હાલ થાય છે, જેનો આ એક પ્રત્યક્ષ દાખલો છે. પછી શાહજાદા તરફ ફરીને કહ્યું—નાલાયક છોકરા! તું તારો જન્મારો આજ હાલતમાં ગુજારીશ તેથી કાંઈ મને દુ:ખ થવાનું નથી. શાહજાદો ફક્ત દયા, દયા, એટ-

લાજ શબ્દો બોલવા લાગ્યો. બાદશાહે કહ્યું-છટ, છટ, દયા, મારા મનમાંથી દયા નાશ પામી છે, જો એક વખત પાછો તુંને છૂટો કરવામાં આવશે, તો મારી ખાત્રી છે કે કદી પણ તું અત્રે રહેવાનો નથી.

તે રૂડાની પાછળ ડુંગરો અને જંગલોમાં ભટકી તારો જન્મારો પૂરો કરીશ. ત્યાં તારા કેવા હાલ થશે તે હું જાણી શકીશ નહીં, તે કરતાં તું અત્રે આજ હાલતમાં રહીશ તો તેથી મારા જીવને વધારે શાંતિ થશે. પછી સિપાઇઓને હુકમ આપ્યો કે "આ કમનસીબ શાહજાદાને રાજ મહેલની બારીમાં ટાંગી મૂકો, ને હમેશાં તેને ખાવાનું નાંખજો." સિપાઇઓએ બાદશાહના હુકમ મુજબ શાહજાદાને મહેલની બારીએ ટાંગી મૂકયો. વળી આ ઠેકાણે બાદશાહ બહેરામે બાનુ હુસનને કહ્યું-હે દેવાંગના! માસુકોના કોપથી આશકોને કેવી વિપત્તિઓ ભો-

ગવવી પડે છે, તે આ વાતપરથી તમોએ જાણ્યું હશે, તથા આશકો પણ કેવા વફાદાર હોય છે તે જુઓ!

બાનુ હુસને કહ્યું-ખરેજ તે શાહજાદો દયાને પાત્ર છે એમાં જરા પણ સંશય નથી, પણ હવે તે વાત જલદી પૂરી કરી, મને સંભળાવો કે જેથી આશકોની વફાદારી વિષે મારી પૂર્ણ ખાત્રી થાય. બહેરામ ગોહરે કહ્યું-ઘણાક દિવસ શાહજાદે એમ પાંજરામાં ગાળ્યા પણ તેનો છૂટકારો થયો નહીં. વજીરપુત્ર તેના છૂટકારા સારૂ હમેશાં અનેક પ્રયત્ન કરતો હતો તથા હમેશાં પોતાના પિતાને નમ્રતાથી ઘણીક રીતે વિનવતો હતો, પણ તે વાત વજીર જરા પણ સાંભળતો નહીં; અને ઉલટો તેને ઠપકો આપી તે વાત જરા પણ ન કરવી એમ કહેતો હતો.

આખરે ખાકને જાણ્યું, મારો મિત્ર દુઃખી થાય અને હું અહીં સુખ ભોગવું તે ઠીક નહીં, માટે

કાં તો તેને બાદશાહ પાસે જઈ છોડાવી લાવું, નહીંતર મરવું બહેતર પણ હવે મિત્રનું મુખ જોયા સિવાય પાણી પીવું નહીં એવો નિશ્ચય કરી બાદશાહ પાસે જઈ આંખમાં પાણી લાવી તેના પગ ઉપર પડી કહેવા લાગ્યો.

મહારાજા! મારે આજે તમારી પાસે કાંઈ માગવું છે, તે કૃપા કરી ગુસ્સો ન કરતાં આપશો, એમ હું જાણું છું. બાદશાહે કહ્યું–વિચારવંત વજીરપુત્ર! તું હમેશાં શાણો અને સમજુ છો. તેથી તું જે માગશે તે યોગ્યજ હશે એમ જાણી હું તને વચન આપું છું કે, તું જે માગીશ તે આપવા જેવું હશે તો જરૂર આપીશ.

ખાકને કહ્યું–દયાળુ શાહ! મારાથી મારા મિત્રનો વિયોગ સહન કરી શકાતો નથી. માટે આપ કૃપા કરી તેને પુનઃ મનુષ્ય રૂપમાં લાવો તો સારૂં. હવે તે બિચારો સૂકાઇને તમામ થઈ ગયો

છે, તેથી જો વધારે દિવસો જશે તો જરૂર મરણ પામશે, અને મારાથી તેનો વિયોગ ખમી શકાશે નહીં. બાદશાહે તેને કહ્યું–ખાકન! જ્યારે તારી એમજ ખુશી છે તો ભલે હમણાંજ હું વજીરને તેડાવી એ વિષેનો બંદોબસ્ત કરૂં છું.

પછી બાદશાહે વજીરને બોલાવી કહ્યું–આ મારા પુત્રને પુનઃ અસલ સ્થિતિમાં લાવો. વજીરે બાદશાહનો હુકમ માની તરતજ પાણી મંત્રી શાહજાદા ગોપટ ઉપર છાંટ્યું કે તરત શાહજાદો મનુષ્ય થઈ ગયો, અને પોતાના પિતાજીના પગપર પડી રોવા લાગ્યો. બાદશાહ શાહજાદાનો ફીક્કો ચહેરો અને સુકાએલું શરીર જોઈ અફસોસ કરવા લાગ્યો, ને શાહજાદાને કહ્યું–હાલ તમે મહેલમાં જઈ આપણા રાજ્યવૈદની દવા ખાઈ તમારા શરીરને સુધારો. હવે તે ડાકણીનું નામ લેશો નહીં એવી મારી ખાત્રી છે.

શાહજાદો તરત મહેલમાં ગયો ને ઔષધોથી

પોતાનું શરીર સુધારવા લાગ્યો, જેમ જેમ તેનું શરીર સુધરતું ગયું, તેમ તેમ તેને ગુલનારનું સ્મરણ વધારે વધારે થવા લાગ્યું.

આખરે જ્યારે શાહજાદાથી ગુલનારનો વિયોગ ખમી શકાયો નહીં, ત્યારે એક દહાડો ગુપચુપ મહેલમાંથી બહાર નીકળી ઘોડાપર સ્વાર થઈને ડુંગર તરફ નાશી ગયો, ત્યાં તેજ દરવાજામાંથી પસાર થઈ બેધડક મહેલમાં દાખલ થયો, તેવીજ ગુલનારની નજર તે શાહજાદા ઉપર પડી, તેણે શાહજાદાને પોતાની તરફ ખુશી ભરેલે ચહેરે આવતો જોઈ પોતે તેની સામે આવકાર દેવાને ગઈ. તેના શરીરના હાલ હવાલ જોઈ ગુલનાર શરમાઈ ગઇ, અને શાહજાદાના પગ ઉપર પોતાનું માથું મૂકી કહેવા લાગી. મોટા મનના શાહજાદા! મારા અવિચારીપણાથી આ વખતે તારે ઘણી મુશીબતો વેઠવી પડી છે, જેથી હું તારી પાસે ક્ષમા

માગી કહું છું કે, તમારે મારી ઉપરે જરા પણ ગુસ્સો કરવો નહીં. આજથી હું તમારી ને તમે મારાજ છો. મેં તમારા પ્યારની પરીક્ષા કરી લીધી છે. શાહજાદે તેને પગપરથી ઉઠાડી બગલગીરી કરી કહ્યું–પ્રિય! તારે તેમાં જરા પણ મુંઝાવું નહીં. આજથી મારા નસીબનો ઉદય થયો છે, ને હું હજી પણ તને ખરા મનથી ચાહું છું. આજે તેં મને તારો કરી દુનિઆમાં સર્વથી સુખી બાદશાહ બનાવી દીધો છે, તેથી જેટલાં હું તારાં વખાણ કરૂં તેટલાં થોડાં છે.

ગુલનારે કહ્યું, હવે મારે તમારાથી કાંઇ પણ જુદાઈ રાખવાની જરૂર નથી. આજેજ ગાંધર્વ લગ્ન કરી હું તમારી પવિત્ર સેવામાં દાખલ થઈશ. મારે હવે મારાં માતાપિતાની રજા લેવાની જરૂર નથી. તેઓ તમારી સાથે ખુશીથી લગ્ન કરવા દેશે. એમ કહી, મુલ્લાંને બોલાવી તરતજ ગાંધર્વ લગ્નથી વિવાહ કર્યો. શાહજાદાએ

કહ્યું-મારાં કે તમારાં માતાપિતા આ લગ્નથી ખુશી થશે નહીં માટે આપણે અહીં એક દિવ્ય શહેર વસાવીએ તો સારૂં. ગુલનારે કહ્યું-જેવી તમારી ઇચ્છા. તમને શહેર વસાવવામાં જે જે ચિજો જોશે તે સર્વે હું પૂરી પાડીશ. પછી શાહજાદાએ તે જગ્યાએ એક નવું સુંદર શહેર વસાવ્યું, અને તેમાં ગુલનાર સાથે ચમનથી રાજ્ય ચલાવવા લાગ્યો. આ વાત સાંભળી હુસનબાનુ બહેરામશાહને કહેવા લાગી-ધન્ય છે એવા આશકોને. જેણે ખરા મનથી અનેક સંકટો સહી, આખરે પોતાને મનગમતી માશુક મેળવી. બાદશાહ બહેરામ કહેવા લાગ્યો-બાનુ હુસન! હું પણ તે શાંહજાદાની માફક ખરા દિલથી તમારી ઉપરે આશક થયો છું, તેથી તમો પણ ગુલનાર માફક ઘાતકી ન થતાં મારા ઉપરે પ્રસન્ન થઈ મને સુખી કરશો. બાનુ હુસને કહ્યું, તમને સુખી કરવા એ કાંઈ મારા હાથમાં નથી, જે

દેવ તમારા ઉપરે પ્રસન્ન છે તેની રજા વિના આપણે કંઈ પણ અવિચારી કામ કરીએ તો પેલા શાહજાદાની માફક આપણે પણ ઘણો પસ્તાવો કરવો પડે. જો તમે તે દેવને રીઝવી તેની પાસેથી મારી માગણી કરશો, ને તે તમને ખુશીથી રજા આપશે તો હું તમારી સાથે તરત લગ્ન કરી તમને સુખી કરીશ. બહેરામે કહ્યું-તે વિષે તમારે જરા પણ ફીકર કરવી નહીં. હું મારા ચાતુર્યથી દેવ પાસેથી તમારી માગણી એવી રીતે કરી લઇશ કે તેનાથી ફરી શકાશે નહીં. પછી હુસન બાનુએ કહ્યું-પ્રિય શાહજાદા! હવે મને ઘણો વખત થઈ ગયો છે, તેથી જો મારી સખીઓ મને શોધતી શોધતી અત્રે આવશે તો બન્નેની ફજેતી થશે. તમે પણ હવે બાહેર જાઓ. બહેરામે તેને નાચારીએ રજા આપી અને પોતે પણ ગમગીન ચહેરે બાગની બહાર જઇ તે દેવના બંગલામાં બેઠો.

# પ્રકરણ ૬ ઠું.

બાદશાહ બહેરામને ગમગીનીમાં ડુબેલો જોઇ, સર્વે દેવો તથા પરીઓ ઘણી ડરવા લાગી અને અનેક તરેહથી બાદશાહની ખુશામત કરવા લાગ્યાં, પણ કાંઈ વળ્યુંનહીં. ઉલટો બાદશાહ વધારે ગમગીન થવા લાગ્યો. સફેદ દેવ પોતાના વચન મુજબ થોડા દિવસમાં બાદશાહ પાસે આવી પહોંચ્યો, ને તેનો ફીક્કો ચહેરો જોઇ ખીદમતગાર તથા પરીઓને ધમકાવી પૂછવા લાગ્યો. શું ? તમોએ મારા જીવજાન મિત્રના હુકમનો અનાદર કરી, અથવા તો મારી ગેરહાજરીમાં તેને દુઃખ દીધું છે, જે વાત ખરેખરી હોય તે તરત કહી દયો, નહીંતર તમારે તમારા જાન સારૂ હાથ ધસવા પડશે. પરીઓએ તથા દેવોએ કહ્યું-મહેરબાન દેવ! અમે તેની કાંઈ પણ તકસીર કરી નથી. અથવા તો તેના હુકમનો જરા પણ અનાદર કર્યો નથી. પણ આજ દિને બાદશાહ તમારા આ-

રામ બાગમાં સહેલ કરવા ગયા હતા ત્યાંથી પાછા આવ્યા પછી ગમગીન જોવામાં આવે છે. અમોએ તેને રીઝવવા સારૂ અનેક પ્રયત્ન કર્યાં, પણ તે સઘળાં નિષ્ફળ ગયાં છે. દેવે બાદશાહને બગલગીરી કરી પૂછ્યું–મારા પ્યારા મિત્ર! તમારે દિલગીર થવા[illegible]મ છે. જો તમારા ઉપરે કોઇએ આંખ કાઢી હોય તો તેની આંખ ખેંચી કહાડું. અથવા કોઇએ અપમાન કર્યું હોય તો તેની જીભ ખેંચી કહાડું. જે દુઃખ હોય તે મારી પાસે જલદી કહી દેખાડો કે હું તેનો તરત ઉપાય કરૂં. જેમ જેમ સફેત દેવ તેને વિનવતો ગયો તેમ તેમ બાદશાહની આંખમાંથી વધારે આંસુ ખરવા લાગ્યાં, તેમ સફેત દેવની આતુરતા બાદશાહ ઉપર વધવા લાગી અને વિનવી વિનવી પૂછવા લાગ્યો–બાદશાહ! હવે તું વધારે વખત નહીં ખોતાં જલદી તારો હેવાલ મને કહી સંભળાવ. બાદશાહે કહ્યું–મારૂં

દુઃખ કોઇથી મટી શકવાનું નથી. જો હું મારા સુખનો લાભ લેવાની ઇચ્છા કરૂં છું તો તમને દુઃખ થાય છે. તમોએ મારા ઉપર ઘણા ઉપકારો કરેલા છે, તેથી હું તમારા સુખનો નાશ કરવાની ઇચ્છા રાખતો નથી. દેવે કહ્યું-અગાઉ એક વખત હું તમને કહી ચૂકયો છું કે, તમારી ચાકરી કરવામાં મારો જીવ જશે તો પણ હું પાછી પાની કાઢનાર નથી, છતાં તમે કેમ મુંઝાઓ છો. બોલો, કઈ ચીજની તમારે હાલ જરૂર છે તે લાવી તમારી પાસે હાજર કરૂં.

બાદશાહે કહ્યું, જો તમે એટલું બધું કહો છો તો વચન આપો કે જો તમારાથી આપી શકાય તેવી ચીજ હોય તો આપવી. દેવે વચન આપી કહ્યું-મારૂં મન દુઃખાય તેવું કામ ન કરતાં બીજી જે ચીજ માગશો તે હું તમને આપવા તૈયાર છું. બાદશાહે કહ્યું-જો તમે આપવા ધારશો તો તે ચીજ આપી શકશો એવી

મારી ખાત્રી છે. માટે હજરત સુલેમાનના કસમ લઈ કહો જે હું તે ચીજ તમને જરૂર આપીશ, તોજ હું તે ચીજની તમારી પાસે માગણી કરીશ, નહીંતર કદી માગનાર નથી.

સફેત દેવે લાચાર થઇ કસમ ખાઈ કહ્યું-તમે જે ચીજ માગશો તે બાપના બોલથી હું તમને લાવી આપીશ.

બાદશાહે કર જોડી દેવને કહ્યું,-ભલા દેવ! તારા આરામ બાગમાં બાનુ હુસન નામની જે પરી આવે છે, તેના ઉપરે હું ખરા મનથી આશક થયો છું, માટે તેની સાથે મારાં લગ્ન કરી આપો.

સફેત દેવ બાદશાહનું બોલવું સાંભળી પહાડ માફક જમીન પર બેહોશ થઈ પડ્યો. બાદશાહ અનેક તરેહથી તેને શુદ્ધિમાં લાવવાના ઉપાય કરવા લાગ્યો. આખરે જ્યારે દેવ શુદ્ધિમાં આવ્યો ત્યારે બાદશાહને કહેવા લાગ્યો,-

બાદશાહ ! બાનુ હુસન મારા પાસેથી માગી મારા સુખનો નાશ કર્યો છે. તારી તેમાં કાંઇ તકસીર નથી. હમેશાં ગુણ પાછળ અવગુણ ચાલ્યો આવે છે. સાપને દૂધ પાઈ મોટો કરવો એ મૂર્ખાઇનું કામ છે. મેં તારા ઉપર દયા લાવી મારા બાગ અને મહેલનો સર્વે અખત્યાર તમને સોંપ્યો તેને બદલો તમે કેવી રીતે આપો છો તેનો તમેજ વિચાર કરો. તેમ પરીઓ અમારા દેવોના તાબામાં પણ બરાબર રહી શકતી નથી તો તમારા તાબામાં કેવી રીતે રહી શકશે ? માટે હજી પણ વિચાર કરી તમારે બીજું કાંઈ માગવું હોય તે માગી લ્યો. હું તમને ખુશીથી આપીશ.

બાદશાહે કહ્યું, દયાળુ દેવ ! ખરેજ તારા ઉપકારનો બદલો મેં અઘટિત રીતે વાળ્યો છે. પણ પ્યાર એવો છે કે મોટા મોટા રાજાઓ ને પેગંબરોને પાણી પાણી કરી નાખે છે, ત્યારે મારા

જેવા નિર્બળની શી બીસાત. પણ જ્યારે તમે મારાપર પ્રસંન થઈ વચન આપ્યું છે તો તે બાનુ હુસનથી મારાં લગ્ન કરી આપો. તે બાનુ પણ મારા ઉપરે ખરા મનથી ફીદા છે. દેવે કહ્યું–જો એમજ હશે તો હું ખુશીથી તારી સાથે તેનાં લગ્ન કરી આપીશ; પણ જો તેની ખુશી ન હશે તો હું લાચાર છું, કારણ કે હું ઘણા દિવસ થયા તેની ઉપરે આશક છું, પણ તેણીની મરજી સિવાય મારાં લગ્ન પણ હું તેની સાથે કરી શકતો નથી, તો તારી સાથે કેવી રીતે લગ્ન કરી આપી શકું, પણ જ્યારે તું એમજ કહે છે કે તેણી પણ તારી ઉપરે ખુશી છે તો મારી સત્તા નથી. તમને સુખી જોઇ હું પણ ખુશી થઈશ. પછી આરામ બાગમાં બાનુ હુસન હોય તો તેને તેડી લાવવા સારૂ પરીઓને ફરમાવ્યું.

પરીઓ દેવના હુકમ મુજબ બાનુ હુસનને

તેડી લાવી. હેવે, બાનુ હુસનને કહ્યું–આ ઇરાનનો મોટો શેહેનશાહ બહેરામ તમારી ઉપરે ખરા મનથી દીવાનો થયો છે, તેની સાથે જો તમારી ખુશી હોય તો તમારાં લગ્ન કરી આપું, તે બાદશાહ મારો પ્રિય મિત્ર અને જાની દોસ્ત છે, જો તમે તેની સાથે લગ્ન કરવાને ખુશી હો તો આજથી મારો તમારી ઉપરનો સર્વે દાવો રદ કરૂં છું.

બાનુ હુસને શરમાઇને કહ્યુ–પૂજ્ય દેવ! ખરેજ તમે મોટા મનવાળા છો, મારી પ્રીતિ તમારા ઉપર બીલકુલ થતી ન હતી પણ આ શાહજાદાને જોતાં મારા મનમાં ઇશ્કની આગ લાગી છે, તે તમારી મહેરબાનીથી હવે બુઝાશેઃ આજથી હું બહેરામશાહને મારા શિરછત્ર ગણું છું, અને લગ્ન થએથી મારા ધણીઆણી તરીકેના જે હક છે તે મને આપવા પડશે તો હું આપીશ, તથા મારાથી તેમના જે ચાકરી

થશે તે ખરા મનથી બજાવીશ. દેવે તેજ વ-
વખતે સારૂં મુહૂર્ત જોવરાવી તેઓનાં લગ્ન મોટી
ધામધુમથી કરી આપ્યાં અને આશીસ આપી
કહ્યું, જાઓ હવે તમે બંને જણાં આ બાગમાં
રહી ચમનથી તમારા દિવસ નિર્ગમન કરો હું
તમારી સેવામાં હમેશાં હાજર રહી જેમ તમે
સુખી થાઓ તેમ કર્યા કરીશ. કારણ કે તમે
બન્ને એક વખત મને ઘણાં પ્રિય હતાં અને
હાલ પણ છો. બહેરામ અને હુસનબાનુ સ-
ફેત દેવને દંડવત્ કરી આરામ બાગમાં ચાલ્યાં
ગયાં, અને ત્યાં પોતાના દિવસો દિન કે રાતનું
ભાન ન રાખતાં પ્રેમમાં ચકચૂર થઈ ગાળવા
લાગ્યાં. સફેત દેવ હમેશાં તે બુલબુલી જો-
ડાની સેવામાં રહી તેમને ખુશી કરવા લાગ્યો.
એક વખતે બાદશાહ બહેરામે સ્વપ્નમાં પોતાના
રાજ્યમાં ચાલતો અંધેર જોયો, તથા પોતાની
ચાર રાણીઓને વજીર સાથે બગલગીરી કરતાં

દીઠી. બાકી રાણી જે બાદશાહને ઘણી પ્રિય હતી તેને કેદખાનામાં મહા દુઃખી હાલતમાં પડેલી જોઈ. તે રાણી જાણે બાદશાહને અરજ કરી એમ કહેતી હોય કે મને આ દુઃખમાંથી તરત છોડાવો નહીંતર હું મરી જઇશ. બાદશાહ સ્વપ્નમાંજ તેને કહેવા લાગ્યો, પ્રિય! ધીરજ ધર હમણાંજ હું મારા દેવોની સહાયતાથી તે દુષ્ટ વજીરનો નાશ કરી તને મુક્ત કરૂંછું. એટલું કહેતાંજ બાદશાહની આંખ ખુલી ગઇ, તથા તેના બોલવાથી હુસનબાનુની નિદ્રા પણ ઉડી ગઈ, હુસનબાનુ પૂછવા લાગી. પ્યારા દેવોની સહાયતાથી કોનો નાશ કરવાની ઇચ્છા રાખો છે, તથા કોને દુઃખથી મુક્ત કરવાની મરજી છે.

બાદશાહે સ્વપ્નાનો તમામ હેવાલ કહી સંભળાવ્યો, અને કહ્યું-મારો જીવ અહીં હવે જરા પણ લાગવાનો નથી, માટે જો તમારી

ખુશી હોય તો આપણે આપણા રાજ્યમાં જઇ ત્યાં રહીએ. બાનુ હુસને કહ્યું–એમાં મારી મરજી શું પૂછવી. જેમ તમને પસંદ પડે તે ખરૂં. તમે જ્યાં રહેશો ત્યાં હું આવવાને તૈયાર છું. પછી બાદશાહે તે દેવને બોલાવી પોતાની મરજી ઇરાન જવાની દર્શાવી. દેવે તેને અનેક રીતથી સમજાવી કહ્યું–તમારે ત્યાં જવાની શી જરૂર છે? શું તમને અત્રે કોઈ તરેહની અડચણ નડે છે, જે રાજ્યમાં જઈ દૂર રહેશો. બાદશાહે કહ્યું–નહીં, મારા મહેરબાન દેવ! અત્રે મને સર્વે રીતનું સુખ મળે છે; કાંઇ પણ હરકત નડતી નથી પણ ઈશ્વરને ત્યાંથી એક મોટા રાજ્યમાં જન્મી જ્યારે હું મારી ગરીબ રૈયતની સંભાળ ન લઉં ત્યારે કેટલા પાપને સ્વાધીન થાઉં, તેનો તમેજ વિચાર કરો. જો રાજાઓ હમેશાં મારી માફક મહેલમાં રહી રૈયતની કાંઇ પણ દરકાર ન રાખતાં કેવળ પોતાના સુખને ઇચ્છે તો રૈયતની શી વલે થાય?

હેવે કહ્યું,—ખરેજ, બાદશાહ! તું રાજ્યનીતિને અનુસરી ચાલનારો એક મોટો શહેનશાહ છો, તથા તારા જવાથી અનેક માણસો સુખી થશે એમ મારી ખાત્રી છે. માટે ખુશીથી, હું તને તારા રાજ્યમાં જવાની રજા આપું છું. પણ હમેશ વર્ષમાં ત્રણ ઋતુના ત્રણ પહેલા મહિના મારી પાસે તારે કુટુંબસહિત ગાળવા એવું વચન આપશો તોજ જવાની રજા મળશે.

બાદશાહે કહ્યું,—એ વિષે તમારે જરા પણ ફીકર કરવી નહીં. જ્યારે તમારી ખુશી અમ ગરીબોને દર્શન આપવાની થાય ત્યારે તમારા એક તેડાથીજ હાજર થઈશ. આટલા દિવસ મેં જે સુખ ભોગવ્યું છે તે તમારા પ્રતાપથીજ તથા આ બાનુ હુસન પણ તમારી સહાયતાથી મેળવી છે. હેવે કહ્યું—મેં તમારા માટે કાંઈ પણ વધારે કર્યું નથી, જે કીધું છે તે મારી ફરજ બજાવી છે. મેં તમારા રાજ્યમાંથી તમારૂં હરણ

કર્યું તે કાંઇ થોડી ક્રૂરતા કીધી નથી. હવે આ મારા માથાના થોડા વાળ તમારી પાસે રાખો, જ્યારે તમને મારી ગરજ પડે ત્યારે અગ્ની ઉપરે મૂકશો એટલે તરત હું મારા દેવોને લઈ તમારી પાસે હાજર થઇશ. એમ કહી પોતાના દેવો પાસે એક દિવ્ય વિમાન મંગાવી તેમાં બંનેને બેસાડી પોતાના દેવોને ખબરદારીથી તેઓના રાજ્યમાં મૂકી આવવા કહ્યું. બાદશાહ સફેત દેવને ભેટી વિમાનમાં બેસી પોતાના રાજ્ય તરફ રવાના થયો.

## પ્રકરણ ૭ મું.

હવે બાદશાહના જવા પછી મોટા વજીરે કેટલાક દિવસ રાણીઓ સાથે મળી રાજ્ય સારી રીતે ચલાવ્યું પણ હમેશાં મહેલમાં રાણીઓ પાસે જવાથી વજીરની યાનત ( દાનત ) બગડી અને તેમને હાથ કરવાની તજવીજ કરવા લાગ્યો.

વજીર રોજ રાણીઓને નવી નવી ભેટ સોગાત મોકલતો હતો તેથી રાણીઓ બહુ ખુશી થતી હતી. ઘણુક દિવસો સૂધી બાદશાહ આવ્યો નહીં, તેથી રાણીઓએ જાણ્યું-બાદશાહ જંગલમાં અવટઈ મરી ગયો હશે, તેથી આવવાનો નથી ને આપણાથી પણ બાળવયમાં રહી શકાશે નહીં, એવો વિચાર કરી તેઓ પણ વજીર ઉપર પ્રીતિ કરવા લાગી. ચાર રાણીઓની મતિ તો બરાબર ફરી ગઈ પણ પાંચમી રાણીએ તે વાત સ્વીકારી નહીં.

વજીર ચાર રાણીઓ સાથે છચોક રંગ ખેલવા લાગ્યો. વજીરે પાંચમી રાણીને ઘણીક રીતે સમજાવી પણ તે સમજી નહીં તેથી વજીરે તેને કેદખાનામાં નાંખી દીધી, ને ત્યાં તેને ઘણું દુ:ખ દેવા લાગ્યો. હવે વજીર હમેશાં રાજમહેલમાં રહી બહેરામની રાણીઓ સાથે રંગવિલાસ ભોગવવા લાગ્યો તેથી રાજ્યની વ્યવસ્થા

બગડવા લાગી, અને જેનું જેમ ફાવે તેમ ખાવા લાગ્યા. રૈયતને માથે કરનો બોજો વધી પડ્યો તેથી રૈયત પણ પોકાર કરવા લાગી. રાજમાં કોઈ ધણી મળે નહીં તેથી ચોરનો ઉપદ્રવ પણ વધવા લાગ્યો.

બાદશાહ બહેરામે વિચાર્યું કે જો હું એકદમ રાજ્યમાં જઈ છતો થઇશ, તો મને મારા રાજ્યના વહીવટની કાંઇ પણ ખબર પડશે નહીં. તેથી સોદાગરી વેશ ધારણ કરી એક ઉત્તમ ધર્મશાળામાં ઉતારો કર્યો, તે ધર્મશાળાનો રખેવાળ બહુ ભલો અને સારો હતો, તેણે બાદશાહને સોદાગરી વેશમાં કાંતિવાન અને પૈસાવાળો જાણી એક સારો બંગલો ઉઘાડી આપ્યો. બાદશાહ બાનુ હુસન સાથે તે બંગલામાં ઉતર્યો. પછી બાદશાહે તે ધર્મશાળાના, રખેવાળને બોલાવી રાજ્યની હકીકત પૂછી. રખેવાળ હાથ જોડી કહેવા લાગ્યો—શેઠ ! હાલ અમારા રાજ્યની

પડતી ચાલે છે. અગાઉ અત્રે બહેરામ નામનો એક શૂરો રાજા રાજ્ય ચલાવતો હતો. તેનું રાજ રામરાજ્ય બરોબર હતું તથા પ્રજા પણ સુખી હતી; તે બાદશાહને શિકારનો ઘણો શોક હતો. એક દિવસ તે બાદશાહ શિકારે ગયો, ત્યાં એક સુંદર ગોરખર ઉપર તેની નજર પડી તેની ઉપર સ્વારી કરવાની બાદશાહની મરજી થઈ, તેથી તેણે વજીરોનું ન માનતાં તે ગોરખર ઉપર સ્વારી કરી, ગોરખર બાદશાહને લઈ ક્યાં ઉડી ગયો તેનો કાંઈ પતો લાગતો નથી. પછી વજીરોએ રાણીઓ સાથે સલાહ કરી મોટા વજીરને તખ્ત નશીન કર્યો. મોટા વજીરે કેટલાક દિવસ સૂધી તો રાજાથી પણ સરસ રાજ્ય ચલાવ્યું પણ તેની નિષ્ઠા ખોટી હતી. હમેશાં તે રાજ્યસંબંધી કામકાજ સારૂ મહેલમાં જતો હતો ત્યાં રાણીઓ ઉપર તે નીચની ખોટી દૃષ્ટિ પડવા લાગી તેથી રાણીઓને પ્રિય થવાસારૂ નવી

નવી ભેટ સોગાતો મોકલવા લાગ્યો. આખરે શેઠ તમે જાણતાજ હશો કે અગ્ની પાસે ઘૃત રહી શકતું નથી તેમ રાણીઓની વૃત્તિ પણ ફરી ગઇ, અને તેઓ વજીર સાથે બદકામ કરવા લાગી. સોદાગરે પૂછ્યું, શું પાંચે રાણીઓ તેવી નીચ થઈ. નહીં, શેઠ ચાર રાણીઓ તો ભ્રષ્ટ થઇ વજીર સાથે મળી ગઈ પણ પાંચમી રાણી જે અસલ ખાનદાન અને ઉંચ કુટુંબની છે તે બગડી નથી. જે વખતે બાદશાહને ગોરખર ઉપાડી ગયો તે વખતે તેણી હમેલદાર હતી તેથી બીજી રાણીઓ તેની અતિશય ઈર્ષા કર્યા કરતી. કારણ કે તેઓ જાણુતી હતી કે આ રાણીને પુત્ર થશે તો ગાદીનો વારસ થશે. તે પુત્ર કાંઈ અમને સુખ આપવાનો નથી; માટે વજીરે તેને ફોડવાની ઘણીક યુક્તિઓ કરી તથા તેણીને કહ્યું—જો તું મારી સાથે સંપીને ચાલશે તો હું તને સુખી કરીશ તથા જો તને પુત્ર થશે તો

તેને રાજ્ય ગાદીનો વારસ બનાવીશ, પણ તે રાણીએ તેનું જરા પણ માન્યું નહીં અથવા રાજ્યનો લોભ કર્યો નહીં; તેથી હાલ તેને સખ્ત કેદખાનામાં નાંખી છે. ત્યાં તેણીએ એક દેવતાઈ પુત્રનો જન્મ આપ્યો છે, જેને જોઈ તે પોતાનો વખત ગાળે છે, નહીં તો કયારનો દેહ મૂકી દીધો હોત.

ઈશ્વર તે બાળરાજાને સુખી રાખે અને અમારા નસીબે મોટો થઈ પોતાના પિતાનું રાજ્ય મેળવી રૈયતને સુખ આપે. વજીર રાણીઓ સાથે મોહમાં પડી રાજ્યને ભૂલી ગયો છે, તેથી રાજ્યમાં ચોફેર અંધેર ચાલી રહ્યું છે. એવી રીતે અમારૂં રાજ હાલ જાગૃતિમાં આવી રહ્યું છે. હવે ઈશ્વરનો કોઈ લાલ આવી, આ જુલમી રાજાથી બચાવે અથવા બાદશાહ બહેરામ પેદા થાય તો રૈયતને સુખ મળે, નહીંતર અમારી દુર્દશા છે. સોદાગરે કહ્યું—ભાઈ! જેમ

તમે ઇચ્છો છો તેમજ થશે અને થોડા વખતમાં તમારી ઉપરથી તે જુલમી વજીરનો સર્વે કાબુ નીકળી જશે તથા તેના કરતુકનાં ફળ તે ભોગવશે. રખેવાળે કહ્યુ–શેઠ, તમારી વાણી ફળે ને અમે સુખી થઇએ. પછી બાદશાહ બહેરામે વિચાર કર્યો કે, મારે ત્રણથી ચાર દિવસ અત્રે રહી લોકવાણી સાંભળવી તો ખરી! એવો વિચાર કરી, નિત્ય બાનુ હુસનને ધર્મશાળામાં રખેવાળની સંભાળ તળે સોંપી, પોતે નગરચર્ચા જોવા લાગ્યો. બીજે દિવસ બાદશાહ ફરવા ગયો તે વખતે બાનુ હુસન બંગલામાં એકલી બેઠી છે તેવામાં વજીરના એક સિપાઈની નજર તેની ઉપરે પડી, તેણે જઈ વજીરને કહ્યું–અન્નદાતા, આપ કામકટાક્ષ મોહિનીઓના ઘણા પ્રેમી છો તેથી મારે આજે કહેવું પડે છે કે શહેરની ધર્મશાળામાં એક નાજની મારા જોવામાં આવી છે, તેનું રૂપ અને ઘાટ

તથા ચાલાકી એવી તો સરસ છે કે તેવી મોહિની મેં મારા જન્મારામાં કદી જોઈ નથી તથા તમોએ પણ જોઈ નહીં હોય.

વજીરે કહ્યું—જ્યારે એમ છે તો આપણા લશ્કરમાંથી પચાસ ઉમદા સિપાઇઓને લઈ જઈ તે નાજનીને અત્રે માનથી લઇ આવો તથા તમારૂં ઇનામ પણ ખરૂં છે. તેણે તરત પચાસ ઉમદા સિપાઇઓને લઈ ધર્મશાળા ઘેરી લીધી. ધર્મશાળાનો ભલો રખેવાળ ગભરાઈ ગયો અને સિપાઇઓને પૂછવા લાગ્યો—ભાઇ! આજ તમે એકદમ અત્રે આવી ધર્મશાળાને શાસારૂ ઘેરી લીધી છે? મેં અથવા મુસાફરોએ કાંઈ તકસીર કરી હોય તેવું લાગતું નથી; હાલ અત્રે એક મુસાફર સિવાય કોઇ પણ બીજો માણસ ઉતરેલો નથી. સિપાઇએ તુંડાઈથી કહ્યું—હે અહેમક બુઢ્ઢા! અમારે તારો કે મુસાફરોનો કાંઈ ખપ નથી પણ ઉપર બંગલામાં રહેલી મુસા-

ફરણીનો ખપ છે, તેને અમે લઈ જઈ નવા બાદશાહને ભેટ કરશું તો તે અમોને મનગમતું ઈનામ આપી ખુશી કરશે. રખેવાળે કહ્યું–ભાઇ! જરા સબુર કરો, તે સ્રીનો ધણી બહાર ગએલો છે, તે આવે પછી બેલાશક તમો તેને લઈ જજો.

હાલ મારી સત્તા નીચેથી તમો તેને લઈ જઈ શકશો નહીં. સિપાઇઓએ કહ્યું–વાહ રે! આ બુઢ્ઢો કોઇ વિચિત્ર માણુસ જણાય છે. જ્યારે બાદશાહની ખુશી તે નાજની પર થઈ ત્યારે તું વચમાં નડતર કરવા બેઠો. અમારી પાસે તારૂં એકલાનું શું ચાલવાનું છે? મુંગો રહે મુંગો, નહીંતર ફોકટ મરી જઇશ. એમ કહી તે બુઢ્ઢાનો હાથ પકડી લીધો, અને બીજા કેટલાક સિપાઇઓએ ઉંચા ચઢી જઇ તે સુંદરીને ઘેરી લીધી. બાનુ હુસને તેઓને ધમકાવીને કહ્યું–નફ્ટ સિપાઇઓ! તમે પરાઈ જગ્યામાં

એકલી એક નારને ઘેરી શું કરવા ધારો છો? સિપાઇઓ તેનો દમામ જોઇ ડરી ગયા અને નમ્રતાથી કહેવા લાગ્યા–બાસાહેબ! અમે આ શહેરના રાજાના સિપાઇઓ છીએ, તેની ખુશ મરજી તમારા પર થવાથી અમો તમને તેડવા આવ્યા છીએ. ચાલો, તમને ત્યાં અહીંથી વધારે સુખ મળશે.

હુસન બાનુએ કહ્યું–મુઆ! પાપી ચંડાલો! તમને મોઢામાંથી એવા અપશબ્દો કાઢતાં શરમ નથી થતી? અથવા તો તમારી જીભ તૂટી પડતી નથી? સિપાઇઓએ કહ્યું-બાઈ! સીધે સીધાં આવશો તો સારૂં છે, નહીં તો જબરદસ્તીથી લઇ જશું તેમાં તમારી શોભા નથી. બાનુ હુસને જાણ્યું–આ વખતે જોર કરવાનું કાંઈ કામ નથી, તેથી તેઓને કહ્યું–સારૂં ભાઇઓ! જ્યારે તમારી એવીજ ખુશી છે તો હું તમારી સાથે આવવા તૈયાર છું, પણ જરા તમે

બહાર જાઓ તો હું મારાં વસ્ત્ર પહેરી લેઉં. સિપાઇઓ તેનાં આ વચનો માની બહાર ગયા એટલે હુસન બાનુ દરવાજો બંધ કરી કબુતરનું રૂપ ધારણ કરી એક ઉંચી દેવાલ પર જઈ બેઠી. ત્યાં બેશી સિપાઇઓને કહેવા લાગી–હે નિમકહરામ નોકરો! તમે જાણી બળી મરશો કે, હું કાંઇ સાધારણ સોદાગરની સ્ત્રી નથી, પણ આ રાજના ખુદ શહેનશાહ બહેરામ શાહની સ્ત્રી છું. જાઓ! તમારા બાદશાહને જઈ ચેતાવો કે તારે માથે મોત ફરે છે, માટે ચેતીને ચાલજે. સિપાઇઓ તો કબુતરને બોલતું જોઈ ગભરાવા લાગ્યા અને દોડતા બાદશાહ પાસે જઈ બહેરામ શાહના આવવાના સમાચાર કહી સંભળાવ્યા.

સિપાઇઓના ગયા પછી બાનુ હુસને ધર્મશાળાના રખેવાળને કહ્યું–ભાઈ! તારો બાદશાહ બહેરામ અત્રે આવી પહોંચ્યો છે જેને તું સો-

દાગર જાણે છે, તેને તું કહેજે કે તારી બાનુ હુસન અત્રેથી પોતાના પિતાના રાજ્ય પેરૂ શહેર તરફ ગઈ. તારી ખુશી જો થાય તો તારા રાજ્યની વ્યવસ્થા બરાબર કરી મને મળવાને આવજે એમ કહી ઉડી ગઈ અને તે દીલગીરી ભરેલે ચહેરે અજાયબીથી જોવા લાગ્યો.

હવે બાદશાહ શહેરમાં ફરી આવી ધર્મશાળામાં આવ્યો અને ઉપર જઈ જુએ છે તો બાનુ હુસન મળે નહીં. બાદશાહ ગભરાઇને રખેવાળને પૂછવા લાગ્યો–ભાઈ! આ ઠેકાણે મારી સ્ત્રીને મૂકી હું બહાર ગયો હતો તે કયાં ગઇ? રખેવાળે બાદશાહના પગ ઉપરે માથું મૂકી કહ્યું–શાહ! મેં તમને ઓળખ્યા છે, એમ કહી વજીરસંબંધી સર્વે વૃત્તાંત બાદશાહને જણાવીને કહ્યું–તમારી બાનુ હુસન પોતાના પિતાજીના રાજ્ય પેરૂ શહેર તરફ કબુતર બની ઉડી ગઇ છે. બાદશાહ એટલુંજ સાંભળતાં બેહોશ

થઈ જમીન પર તૂટી પડ્યો અને બેશુદ્ધ થઇ ગયો. તે દાના રખેવાળે વિચાર કર્યો કે બાદશાહ તો આ વખતે બેશુદ્ધ થઈ પડેલો છે, ને કદી વજીરનાં માણસો આ વખતે આવી પહોંચશે તો બાદશાહને ખ્વાર કરી ઉપાડી જશે, માટે મારે હાલ તો બારણું બંધ કરી દેવાં જોઇએ, એમ વિચારી નીચે જઈ ધર્મશાળાનાં બારણાં મજબૂતીથી બંધ કરી દીધાં. પછી ઉપર આવી બાદશાહના મુખ ઉપરે પાણી છાંટી પવન નાખવા લાગ્યો. ઘણેક વખતે બાદશાહને શુદ્ધિ આવી ત્યારે રખેવાળ કહેવા લાગ્યો—મહારાજા! (શહેનશાહ) હાલ તમારે આમ પડી રહેવું સજાવર નથી, કારણ કે તમારી ઉપર મોટા દુશ્મન હાલ ગાજે છે, અને જે વખત જાય છે તેમાં તે તમારો પ્રાણ લેવાની તૈયારીમાં છે. બાદશાહ આ સાંભળી ચમકી બેઠા અને રખેવાળને કહ્યું—તારે

જરા પણ ફીકર કરવી નહીં, તે દુષ્ટ મારો પ્રાણ શું લઈ શકવાનો છે? હમણાંજ હું તેને બેહાલ કરૂં છું. તમે થોડો અગ્ની મારી પાસે લઈ આવો. રખેવાળે તરત થોડો અગ્ની લાવી બાદશાહ પાસે મૂકયો એટલે બાદશાહે તે **સફેત દેવના** આપેલા વાળમાંથી એક વાળ અગ્ની ઉપર મૂકયો કે, તરત ગર્જના કરતો **સફેત દેવ** પોતાના બીજા દેવોને લઈ હાજર થયો, અને બાદશાહને કહેવા લાગ્યો–મારા જાની મિત્ર! આટલા થોડા નખતમાં તારે મારૂં શું કામ પડયું? બાદશાહે રખેવાળને તમામ હેવાલ કહેવાને ફરમાવ્યું. રખેવાળે બીહતાં બીહતાં સર્વે વાત કહી સંભળાવી. દેવને તે સાંભળતાં ઘણોજ કોપ ચઢયો. ને બાદશાહને પૂછવા લાગ્યો–બોલ, શાહ! તે દુષ્ટને કેવી સજા કરવી છે. બાદશાહે કહ્યું–મોટા દેવ! તમારી નજરમાં જેમ આવે તેમ કરો. **સફેત દેવે** તરત બીજા દેવોને મોકલી

વજીરને તખ્ત સુદ્ધાં કચેરીમાંથી પકડી મગાવ્યો. દેવોએ વજીરને તખ્ત સહિત ઉપાડી લાવી બાદશાહના પગ પાસે મૂકયો. સફેત દેવે વજીરને મુશ્કે ટાટ બાંધવાનો હુકમ કર્યો અને કહ્યું—આ દુષ્ટ વજીરને બાંધી આખા શહેરમાં ફેરવી તેનો જાન લીઓ, તથા બાદશાહની ફીટેલ રાણીઓનાં માથાંનાં કેશ ઉતારી, ગધેડાપર બેસાડી શહેર બહાર કાઢી મૂકો. પછી બાદશાહે પોતાની પતિવ્રતા રાણીને આબરૂથી કેદખાનામાંથી તેડાવી લીધી અને વિયોગી રાણીને મળી તેનું દુ:ખ દૂર કર્યું. રાજપુત્રને તેડી સફેત દેવના પગ પાસે મૂકયો. સફેત દેવ શાહજાદાનું રૂપ તથા લક્ષણ જોઈ બાદશાહને કહેવા લાગ્યો—શાહ ! આ શાહજાદો ઘણો ધર્મિષ્ઠ, દયાળુ અને ન્યાયી થશે. પછી બાદશાહે તેજ વખતે કચેરી ભરી નીમકહરામી નોકરોને યોગ્ય સજા કરી બાદશાહ ધામધુમથી

દેવ સાથે કચેરીમાં જઈ વફાદાર વજીરો, કોટવાલો, અને સિપાઇઓની નેમણુક કરી મહેલમાં ગયો, ત્યાં બાદશાહે સફેત દેવને ખુશી કરવા ઘણુંક સ્વાદિષ્ટ પકવાંન અને મેવા ખવડાવ્યા તથા અનેક રીતથી ખુશી કર્યો. બાદશાહે ચાર પાંચ દિવસ સૂધી દેવની દીલોજાનથી પરોણાગત કરી. દેવ આથી ઘણો ખુશી થયો અને બાદશાહને કહેવા લાગ્યો—બહેરામશાહ! તેં મારી થોડા વખતમાં એટલી માવજત કરી છે કે, તેથી હું તારાપર તુષ્ટમાન થયો છું, પણ તું હાલ ઘણો દિલગીરીમાં રહે-છે તેનું કારણ શું? બાદશાહે કહ્યું—મહેરબાન! મારૂં રાજપાટ, કુટંબ કબીલો અને પતિવ્રતા રાણી મને કુંવર સાથે મળી તેથી હું ઘણો ખુશી થયો છું. પણ જ્યારે અત્રે રહી સુખ ભોગવવાનો વખત આવ્યો ત્યારે બાનુ હુસન મને મૂકી નાશી ગઈ એજ મારા મનમાં દુઃખ

હમેશાં થયા કરેછે. મારાથી તેના વિયોગે જરા પણ રહી શકાશે નહીં, પણ તમારી પરોણાગત જો હું દિલગીર થઇ કર્યા કરૂં તો બરાબર થઇ શકે નહીં, માટે ઉપરથી હસ્તું મોઢું રાખી તમારી સેવા કર્યો જાઉં છું, પણ અંદરથી મારો જીવ બળી ખાખ થઇ જાયછે. તેના વિયોગથી મારાથી આ રાજ ભોગવી શકાશે નહીં, માટે જો તમને તેના ઠેકાણાની ખબર હોય તો કહો નહીં તો હું ઝુરી ઝુરી મરી જઈશ. દેવે કહ્યું, બાદશાહ ! ધીરજ ધર, ધીરજ ધર, આમ સ્ત્રીની માફક નાહિંમત કેમ થઈ જાયછે ? જો કે મને તેના પિતાના શહેરની બરાબર ખબર નથી તો પણ મારાથી બીજા, બે મોટા ભાઇ છે તેને પૂછી માલમ થઇશું. હાલ તું એક માસ સૂધી રાજ્યનું કામ બરાબર ચલાવી તારી રાણીને દિલાસો આપી પ્રેમનું પાણી પા. એક માસ પછી હું મારા દેવને તમને બોલાવવા મોકલીશ, તમે

તમારા રાજ્યનો બંદોબસ્ત કરી તેની સાથે આવજો. પછી આપણે તેની પક્કી શોધ ચલાવી પત્તો કાઢશું. હું પણ તેના પ્યારમાં પડયો હતો પણ તેના શહેરની મને પણ ખબર નથી, એમ કહી સફેત દેવ તેને કેટલીક શીખામણ આપી બીજા દેવોને લઇ પોતાના મહેલ તરફ ઉડી ગયો, તથા જતાં જતાં એટલું પણ કહી ગયો કે, જ્યારે તમારે મારી ખપતી પડે ત્યારે બેલાશક મને બોલાવજો. દેવના ગયા પછી બાદશાહ રાજ્યની લગામ હાથમાં લઇ રાજ્યનો વહીવટ તપાસવા લાગ્યો. તેણે જોયું તો પ્રજાપર કરના બોજા ઘણા વધી ગયેલા જોવામાં આવ્યા તથા ચોરો અને વ્યભિચારીનું જોર વધારે જણાયું. બાદશાહે તરત તેના ચાંપતા ઉપાયો લઈ લુચ્ચાઓનું નિકંદન કાઢી નાખ્યું તથા પ્રજાઉપર કેટલાક અઘટિત કરો પડેલા હતા તે માફ કર્યાં. જેઓ હમેશાં વફાદાર રહી

બાદશાહનું હિત ઈચ્છતા હતા, તેઓને યોગ્યતા પ્રમાણે ઇનામ આપી મોટી પદ્વીએ ચઢાવ્યા. એવી રીતે રાજ્યનો સારી રીતે બંદોબસ્ત કરી બાદશાહે કચેરી ભરી પોતાના મુખ્ય વજીરને કહ્યું— બસ! મારે હવે જે કામ કરવાનું હતું તે મેં કરી લીધું છે, માટે હવેથી તમો રાજ્યનો વહીવટ બરાબર ચલાવી બંદોબસ્ત રાખજો. મારે મારી પ્રિય રાણીની શોધમાં જવું છે, તેથી અગાઉ માફક લુચ્ચાઈ ન થાય તેની સુરતા રાખજો. વજીરે કહ્યું–શહેનશાહ! તમે તો હજી હમણાં આવો છો ને આટલા વખતમાં પાછા જાઓ એ ઠીક ન કહેવાય, હજી તમે મુખ્ય રાણીને મળી તથા બાળ શાહજાદાના પ્રેમનું સુખ હજી ક્યાં લીધું છે? બાદશાહે કહ્યું–વજીર! તારૂં કહેવું સર્વે સત્ય છે. પણ હું કદી અત્રે રહીશ તોપણ રાજ્ય ચલાવી શકીશ નહીં. કારણ કે, મારૂં મન તે પરીમાંજ છે, તેથી અહીં રહું અને મન વિના

રાજ્ય ચલાવું તો એકનું બીજું થઈ જાય. બાળ શાહજાદા અને પતિવ્રતા રાણી પાસે જો કે થોડો વખત રહ્યો તો પણ તેઓના મનનું બરાબર સમાધાન કરી શકયો છું, અને આજથી તે બાળ શાહજાદા **મેહતાબસાહ**ની આણ નગરમાં ફેરવો, તમે તેના નામથી રાજ્યનો કારભાર બરાબર ચલાવજો. મને તમારા ઉપર પૂરતો ભરોંસો છે, તથા રાણી ઉપર પણ કાંઈ શક લાવવાનું કારણ નથી. વજીરોએ કહ્યું–ખુદાવિંદ! જેવી તમારી ઇચ્છા, તમારી ઇચ્છાની આડા અમે આવી શકતા નથી, પછી બાદશાહે રાજ્યનો પૂરતો બંદોબસ્ત કરી તેજ વખતે નગરમાં **મહેતાબશાહ**ના નામની આણ ફેરવી. રાજ્યની લગામ વજીરને સોંપી દીધી, કારણ કે હવે **હુસન બાનુ**ની શોધમાં જવાને બાકી ત્રણ ચાર દિવસ રહ્યા હતા, પછી મહેલમાં પોતાની પતિવ્રતા રાણીને મળ્યો ને ત્યાંજ રાણીને સર્વે

વૃત્તાંત કહી સંભળાવ્યો. રાણીએ કહ્યું-શિરછત્ર શહેનશાહ! આટલા ટુંક વખતમાં તમે ચાલ્યા જાઓ એ કાંઈ ઠીક કહેવાય નહીં. તમોએ તેની સાથે રહી ઘણા દિવસ સુખ ભોગવ્યું છે, તો હવે આ દાસી પાસે પણ થોડો વખત વધારે રહી આનંદમાં દિવસ ગાળશો. હું મારી શોકની ઇર્ષા કરી તેને તજી દેવાનું નથી કહેતી, અથવા તેની પાસે જવાસારૂ પણ ના નથી કહેતી, પણ થોડો વખત અહીં વધારે રહો તો ઘણું સારૂં. શાહે કહ્યું-પ્રિયા! તારૂં કહેવું સત્ય છે. પણ જે સ્ત્રીની સાથે લગ્ન કર્યાં તેની સંભાળ તો જરૂર લેવી જોઇએ, કારણ કે હાલ તે સુખી હશે કે દુઃખી તેની કાંઈ ખબર પડતી નથી. રાણીએ કહ્યું-પ્રાણનાથ! જ્યારે તમારી એવીજ મરજી છે તો બેશક જજો પણ તમારીદાસી પાસે પાછા જલદી આવવાની ગણત્રી રાખજો. બાદશાહે કહ્યું-તે વિષે બેફીકર રહે. બાદશાહે

ત્રણ ચાર દિવસ સૂધી મહેલમાં રહી રાણી સાથે સુખ ભોગવ્યું. પછી મુદ્દત થએથી દેવનો માણસ બાદશાહને તેડવા આવ્યો. હવે બાદશાહ રાણી તથા વજીરને રાજ્યની ભલામણ કરી દેવો સાથે તખ્તપર બેસી ઉડી ગયો.



# પ્રકરણ ૮ મું.

બહેરામ રાજ્યમાંથી નીકળી· સીપ્રોજ સહિત દેવ પાસે ગયો. અને દેવને મળી કહ્યું–હવે મને બાનુ હુસનથી જલદી મેળવો, કારણ કે હું તેને મળવાને બહુજ આતુર થયો છું. દેવે કહ્યું–ભાઈ! ધીરજ ધર. તેને મળવું એ કાંઈ સહેલ વાત નથી. મારાં માણસો અત્રે આવ્યા પછી મેં આરામબાગમાં બેસાડી મૂકયાં છે, પણ ત્યાં તે આજદિન સૂધી આવીજ નથી તેમ મને પણ પેરૂ શહેરની ખબર નથી, માટે ચાલો આપણે

મારા મોટા ભાઈ હિંગોલ દેવ પાસે જઇએ, તે આપણને પત્તો મેળવી આપશે. બાદશાહે કહ્યું- ચાલો તમે મને જ્યાં લઇ જાઓ ત્યાં હું આવવા તૈયાર છું. પછી બાદશાહ અને સફેત દેવ એક તખ્તપર બેસી હિંગોલ દેવની રાજ્યધાની તરફ ચાલ્યા. ત્યાં હિંગોલ દેવે તેમનો ઘણો સત્કાર કરી પોતાની પાસે રાખ્યા, તથા અનેક રીતેથી તેઓને ખુશી કરવા લાગ્યો. બાદશાહે તથા દેવે ત્યાં બે ત્રણ દિવસ સૂધી મહેમાનગીરી ભોગવ્યા પછી હિંગોલ દેવે તેમના આવવાનું કારણ પૂછ્યું. ત્યારે સફેત દેવે કહ્યું- આ ઇરાનનો નામીચો બાદશાહ બહેરામ છે, તે ઘણો અકલવંત અને બહાદુર છે, તેણે પરિસ્થાનમાં આવેલ પેરૂ શહેરના બાદશાહ જહાંગીરની એકની એક પુત્રી હુસન બાનુ સાથે લગ્ન કર્યાં છે. તેણી બાદશાહને મૂકી પોતાના પિતાના રાજ્યતરફ ચાલી ગઈ છે, માટે તમને જો તે શા-

હેરની માહિતી હોય તો અમને બતાવો, અમે તે શહેરની શોધમાં નીકળ્યા છીએ. હિંગોલ દેવે પોતાના સર્વે દેવોને એકઠા કરી પૂછ્યું-ભાઇઓ! તમે હમેશાં ચારે તરફ ફરનાર છો, તેથી જો તમને પેરૂ શહેરની માહિતી હોય તો કહો. સર્વે દેવોએ કહ્યું-મહારાજ! અમે ઘણા મુલકો ફરી આવેલા છીએ, પણ કોઈ ઠેકાણેથી પેરૂ શહેરનું નામ સાંભળ્યું નથી. હિંગોલ દેવે કહ્યું-બાદશાહ! મને અથવા મારા કોઈ પણ દેવનેતે શહેરની માહિતી નથી, માટે તમે અમારા સર્વેથી મોટા ભાઇ વિચિત્ર દેવ પાસે જાઓ. તો તમને તે પેરૂ શહેરનો પત્તો કાઢી આપશે, એમ કહી બાદશાહને હાથીદાંતની નકસીદાર લાકડી આપીને કહ્યું-બાદશાહ! આ લાકડી તમારીપાસે રાખો, તે તમને બહુ કામ લાગશે. મોટા મોટા કિલ્લાઓ, પહાડો અને જંગલોમાંથી રસ્તો કાઢવાને આ લાકડી બહુ ચમત્કારી છે. જો તમારા

હાથમાં આ લાકડી હશે તો કોઈ પણ દુશ્મન તમને જીતી શકશે નહીં. તમે તેને એક ફટકો મારશો કે તરત તે જમદ્ગાર પહોંચી જશે. બાદશાહે તેનો ઉપકાર માની તેની પાસેથી તે લાકડી લીધી, અને પછી સફેત દેવની સાથે વિચિત્ર દેવના રાજ્ય તરફ ચાલ્યો. ત્યાં વિચિત્ર દેવે પણ તેઓને ઘણું માન આપી પોતાની બાજુમાં પોતાના રત્નજડિત મયૂરાસનપર બેસાડ્યા. ખુશ ખબરો પૂછ્યા બાદ તેઓને આવવાનું કારણ પૂછ્યું. સફેત દેવે તમામ હેવાલ કહી સંભળાવ્યો. વિચિત્ર દેવે સઘળા દેવોને એકઠા કરી પેરૂ શહેર ક્યાં આવેલું છે તે વિષે પૂછ્યું. સઘળા દેવોએ કાન પર હાથ મૂકી કહ્યું–નેક નામદાર દેવ ! અમે ઘણા વરસ થયા અહીં રહીએ છીએ, પણ તે શહેરનું નામ સાંભળ્યું નથી. આ વચનો સાંભળતાં બહેરામના તો હોંશજ ઉડી ગયા. એટલામાં એક જઇફ દેવ

બોલી ઉઠયો–ભાઇઓ! હું પરિસ્થાનનો રહેવાસી છું પણ કેટલાક કારણથી હાલ ઘણા વર્ષ થયાં અત્રે આવી **વિચિત્ર દેવને** શરણે આવી રહેલો છું. તે દેશ પૂર્વ તરફ આવેલો છે, અને **કોટો પેકસાઇન** નામના બળતા પહાડો વચ્ચે થઇને ત્યાં જવાય છે. ઘણાક દેવો અને પરીઓ તે શહેરની ચોકી કરેછે તેથી બીજા કોઈ પણ બાદશાહથી ત્યાં જઈ શકાતું નથી, ત્યાંનો બાદશાહ ઘણો પરાક્રમી અને ધનવાન છે.

**બહેરામ** તે દેશનો પત્તો લાગવાથી ઘણો ખુશી થયો પણ **સફેત દેવ** અને **વિચિત્ર દેવ** તો આ સાંભળી વિચારમાં પડ્યા, અને **બહેરામને** કહેવા લાગ્યા–શાહ! અમારાથી તે જગ્યાએ જઈ શકાએ નહીં તો તમે કેવી રીતે જઈ શકશો? હવે તે સ્ત્રીનો ખ્યાલ છોડી દ્યો. જો તમારાપર તેની ખરી પ્રીતિ હશે તો જરૂર તે તમને આવી મળશે. તે રાજ્યમાં જવું ઘણું

વિકટ છે ને ત્યાં હજારો દેવો ને પરીઓ અ-
હોનિશ ચોકી કરેછે. ત્યાં અમારા જેવો દેવ
જાયછે તો મરણ પામે છે ત્યારે તમારા જેવા
માનવીની શી બીસાત. બાદશાહે કહ્યું–મહેરબાન
દેવો! તેની શોધમાં મારો પ્રાણ જશે તો ફીકર
નથી. કાં તો તેની શોધ કરીશ અથવા તો
મારા પ્રાણ ખોઇશ. તમારાથી જેટલી મદદ
મને આપી શકાય તેટલી તમે આપો. બાકી
જે પ્રયત્ન મારાથી થઇ શકશે તે હું કરીશ,
મળવું કે ન મળવું એ મારા ચાન્સપર આ-
ધાર છે પણ આપણે પ્રયત્ન કરવાની ફરજ છે.

દેવોએ કહ્યું–બાદશાહ! ધન્ય છે તારી પ્રી-
તિને, વફાદારીને કે સ્ત્રીને સારૂ તું તારા જા-
નની પણ દરકાર કરતો નથી, ભલે જયારે ત-
મારી એવીજ મરજી છે તો લ્યો આ મારા
તરફથી હું તમને એક વિચિત્ર પાવડી આપું
છું, તેનાપર ઉભી જ્યાં તમારી મરજી થશે ત્યાં

જઇ શકશો. તે પાવડી પહેરી હશે તો કોઈ પણ તમારી બરાબર ઉડી અથવા ચાલી શકશે નહીં. એમ કહી વિચિત્ર દેવે તેને એક સુખડની બનાવેલી પાવડીની જોડી આપી. પછી સફેત દેવે કહ્યું—શાહ! જ્યારે તમે ત્યાં જવાની ઇચ્છા રાખો છો, તો હું પણ તમને એક નવીન બનાવટનું તાજ આપું છું. તે પહેરી તમારી ખુશીમાં આવે ત્યાં ફરજો, તેના જોરથી કોઇ પણ તમને જોઈ શકશે નહિં. બાદશાહ બન્ને ચીજો લઇ તેમનો ઘણો ઉપકાર માનવા લાગ્યો. પછી વિચિત્ર દેવે પોતાના દેવોને હુકમ કર્યો કે, આ બાદશાહને આપણી સરહદના પૂર્વ તરફના છેડા સૂધી સહીસલામત મૂકી આવો.

દેવો તરત બાદશાહને એક સુંદર સિંહાસન પર બેસાડી કોટો પેકસાઇનના બળતા પહાડની નજીક મૂકી આવ્યા. બાદશાહ પહાડ તરફ જોવા લાગ્યો તો ચારે તરફ અગ્ની અગ્ની સિ-

વાય બીજું કાંઈ નજરે પડે નહીં. બાદશાહ ગમગીન થઈ વિચારવા લાગ્યો, હે દેવ ! આ બળતા પહાડો, અરણ્ય જંગલો અને દેવોની ચોકી હું એક તુચ્છ માનવી કેવી રીતે વટાવી શકીશ ! આ વખતે તારા શિવાય મારે બીજા કોઇનો આશરો નથી. તુંજ મને પાર ઉતારીશ એવી મારી ખાતરી છે. પછી બાદશાહ નાહિંમત થઈ ખરા મનથી ઈશ્વર પ્રાર્થના કરવા લાગ્યો એટલે આકાશવાણી થઈ કે, હે આદમ ! તું શા સારૂ મુંઝાય છે ? તારી પાસે દેવતાઇ પાવડી છે તે ઉપર ઉભો રહે અને માથામાં પેલું તાજ પહેરી, હાથમાં લાકડી લઇ જ્યાં જવાની ઇચ્છા કરશે ત્યાં જઈ પહોંચીશ. બાદશાહે જાણ્યું–ઈશ્વરે ખરા મનથી મારી પ્રાર્થના સાંભળી છે, તેથી તેણે ગેબીશબ્દથી આ મને ચેતવણી આપી છે. બાદશાહે આકાશવાણીમાં સાંભળ્યા માફક પાવડીપર ઉભી, તાજ પહેરી, હાથમાં લાકડી

લઈ, પેરૂ જવાની ઇચ્છા કરી, કે પાવડી તરત તે શહેર તરફ જવાને ઉપડી. બાદશાહ ઉંચેથી જુએ છે તો પહાડમાંથી જબરા જબરા અગ્નીના ભભુકા નીકળે છે તથા હજારો જબરદસ્ત દેવ નીચે જમીનપર ચોકી કરી રહ્યા છે, તથા આકાશમાં ઉડતી પરીઓ ફર્યા કરતી હતી, પણ બાદશાહે ચમત્કારી તાજ પહેરેલો હતો તેથી કોઇ તેને જોઈ શકતું ન હતું. થોડા વખતમાં બાદશાહ પેરૂ શહેર પાસે આવી પહોંચ્યો અને ઉતરી જુએ છે તો શહેરને આરસનો એક મોટો કિલ્લો બાંધેલો હતો. જે આસમાન સાથે વાતો કરતો હોય એમ લાગતું હતું. બાદશાહ શહેરમાં દાખલ થયો ને જોવા લાગ્યો તો શહેર તેને ઇંદ્રભવન જેવું લાગ્યું. શહેરનો દેખાવ ઘણો રળિયામણો લાગતો હતો. સઘળી ઇમારતો એકસરખી અને ઉત્તમ બાંધણીની હતી.

અજાણ્યો શખ્સ ચોકસ ઘરને ધ્યાનમાં રાખી

શકે નહીં. બાદશાહ **બહેરામ** શહેરની રચના તથા લોકોને નીહાળતો આગળ ચાલવા લાગ્યો, શહેર એટલું તો મોટું હતું કે, તેમાં દિવસોના દિવસ ફર્યા કરે પણ અંત આવે નહીં. બાદશાહ રાતના બાર વાગા સૂધી ફર્યો પણ રાજમહોલનો પત્તો લાગ્યો નહીં તેથી એક ખાલી જગ્યામાં જઈ સૂઈ રહ્યો. બીજે દિવસ પ્રભાતમાં વહેલો ઉઠી વળી પાછો આગળ ચાલવા લાગ્યો, ત્યાં કેટલાક મોટા દમામવાળા પુરુષો તેની નજરે પડ્યા, બાદશાહે જાણ્યું–આ માણુસો રાજ્યના વહીવટદાર લાગે છે, માટે જો હું તેઓની પાછળ ચાલ્યો જઇશ તો જરૂર રાજસભામાં જઇ શકીશ, એમ વિચાર કરી, તેઓની પાછળ પાછળ ચાલવા લાગ્યો. ઈશ્વર ઇચ્છા પ્રબળ છે, અને ખરેજ તેઓ રાજસભામાં જતા હતા, બાદશાહ પણ તેઓની સાથે રાજસભામાં આવી પહોંચ્યો.

બાદશાહ રાજબેઠકની બાંધણી જોઈ છક થઈ ગયો, અને વિચારવા લાગ્યો—આ સભા બાંધતાં કેટલા હજાર વર્ષો વહી ગયાં હશે! કારણ કે તેમાં જવાહીર સિવાય બીજું કાંઈ નજરે પડતું ન હતું. બાદશાહ એક ઉત્તમ હીરા જડિત મયૂરાસન પર બેઠેલો હતો, અને કાંતિનો દમામ એવો હતો કે અજાણ્યા માણસનું જડબું તેની પાસે બોલવા ચાલી શકે નહીં. બહેરામ તો આ સઘળો દેખાવ જોઈ ઢીંગ્મૂઢ બની ગયો અને કેટલોક વખત સૂધી તેને ભાન રહ્યું નહીં. પછી જ્યારે તેના કાનમાં મધુર અવાજ આવવા લાગ્યો ત્યારે જાણ્યું કે અહો! હવે તો અહીં નાચ થાય છે. આ દેવાંગનાઓ ક્યારે આવી અને ક્યારે નાચ શરૂ થયો, તેનું પણ મને ભાન નથી. પછી બાદશાહ તરફ જોવા લાગ્યો તો તેની બાજુમાં આસન ઉપરે, હુસન બાનુના જેવી એક સ્ત્રી બેઠેલી જણાઈ.

**બહેરામે** વિચાર કર્યો–આ તો **હુસન બાનુ** નહીં હશે! ના, તેમ તો હોયજ નહીં, કારણ કે રાજાઓમાં યુવાન પુત્રીને રાજસભામાં બીરાજવાનો ઘણેક ઠેકાણે ચાલ નથી.

પછી નાચ ખલાસ થયો અને સર્વે સભાસદો ઉઠી ચાલવા લાગ્યા, પણ **બહેરામ** તો પેલું તાજ પહેરી એક ખુણામાંજ બેઠો રહ્યો. સર્વે સભાસદો ગયા પછી પેલી સ્ત્રી બાદશાહ **જહાંગીરને** કહેવા લાગી–પ્રાણનાથ! આપણી પુત્રી **હુસન બાનુને** ઘણા દિવસ થયા કેદમાં નાંખી છે. તેથી તે સૂકાઈ ગઈ છે માટે હવે તેને દુઃખથી મુક્ત કરવી જોઇએ. **જહાંગીરશાહે** કહ્યું–પ્રિયા! હમેશ તું તેને માટે મને કહ્યા કરે છે પણ વિચાર કર કે તે અજ્ઞાની છોકરીએ કેવું ખરાબ કામ કર્યું છે?

આપણા ઉંચ તુખમનો વિચાર ન કરતાં એક તુચ્છ માનવી કે જેઓ લુચ્ચા બેવફા ચોર

હોય છે તેની સાથે આપણી રજા સિવાય લગ્ન કર્યાં એ શું થોડા ગજબની વાત છે? બાદશાહ બહેરામથી એ ઉપમા ખમી શકાઈ નહીં તેથી અદૃષ્ટ જ રહીને કહેવા લાગ્યો–જહાંગીર! તારા વિચારો અને બોલવું તદન ગલતજ છે, શું ઇનશાનો બેવફા હોય ને પરીજાતો નથી હોતી? ઇનશાનોમાં જેટલી વફાદારી હોય છે તેટલી તમ પરીજાતોમાં નથી, એ નક્કી જાણજો. તેમ તમારી પુત્રી હુસન બાનુએ જે બાદશાહ સાથે લગ્ન કર્યાં છે તે વિચારીને જ કર્યાં છે. માટે એક નિર્દોષ પુત્રી પર ઘાતકી થઈ તમારા જેવો બાદશાહ જુલમ ગુજારે તે કાંઈ થોડી દિલગી-રીની વાત નથી. હે બાદશાહ! હવે તું તારી પુત્રીને જલદી કેદથી મુક્ત કર, કારણ કે થોડા વખતમાં તારી પુત્રીએ પ્રસન્ન કરેલો બાદશાહ અત્રે આવી પહોંચશે ને જો તે પોતાની પ્રિયાને કેદખાનામાં દુઃખી હાલતે જોશે તો તમને ઘણું

શોધવું પડશે, કારણ કે તે ઘણો જોરાવર અને ચંચલ બાદશાહ છે. વિશેષ એના ઉપર ઈશ્વરી કૃપા ઘણી છે, તેથી તમે તેને પહોંચી શકશો નહીં.

બાદશાહ અને રાણી ગેબી શબ્દો સાંભળી ઘણાં ભયભીત થઈ ગયાં અને વિચારવા લાગ્યાં કે, આ શબ્દ કોણ બોલતું હશે? તોપણ બાદશાહ હિંમત કરી બોલ્યો–કોની તાકાત છે કે મારા રાજ્યમાં પ્રવેશ કરી મને મહાંત કરશે, હું જોઈશ કે તે બાદશાહ કેવી રીતે આવી મારી પુત્રીને હાથ લગાડે છે? આવા મિથ્યા શબ્દોથી હું ડરી જનાર નથી. એમ કહી બાદશાહ અને રાણી રાજ સભામાંથી ઉઠી મહેલમાં ગયાં. તેઓની પાછળ બાદશાહ પણ ચાલ્યો ગયો. મહેલમાં જઈ **જાહાંગીર** શાહ બાદશાહે **હુસન** બાનુના કારાગૃહ પર વધારે ખબરદારી રાખવાને પોતાના માણસોને હુકમ કર્યો. **બહેરામ**-

શાહ પણ તે માણુસોની પાછળ ચાલ્યો ગયો અને હુસન બાનુના કેદખાના નજીક જઈ પહોંચ્યો. જરાવાર વિચાર કરી જોવા લાગ્યો કે આ કારાગૃહમાં કયાંથી જવાતું હશે? એટલામાં તો એક બાંદી હુસન બાનુ સારૂ ખાવાનું લઈ આવી, તેને ચોપદારે (દરવાને) તરત દરવાજો ખોલી આપ્યો, તેમાં બહેરામ શાહ પણ તે દાસી સાથે દાખલ થઈ ગયો. દાસી તો ખાવાનું મૂકી ગુપચુપ કાંઈ ન બોલતાં બહાર નીસરી ગઈ, અને બાદશાહ બહેરામ તો એક બાજુએ ઉભો રહી એકાંતમાં તેણી કેવી રીતે પોતાનો વખત ગાળે છે તે તપાસવા લાગ્યો. હુસન બાનુને હાથ ને પગમાં એક સોનાની સાંકળ નાખી એક તખ્તપર બેસાડવામાં આવેલી હતી. દાસીના ગયા પછી હુસન બાનુ ઈશ્વર પ્રાર્થના કરી કહેવા લાગી—હે જગતપિતા! તારે ત્યાં ખરેખરો ઇનસાફ નથી. શું હું અનાથ

બાળકી ઉમરે પૂગ્યા છતાં મારા મનગમતો પતિ કરી શકું નહીં? રાજ્યની રીત પ્રમાણે ઉમરે પહોંચ્યા પછી દરેક શાહજાદીને મનગમતો પતિ કરવાની છૂટ છે.

તે પ્રમાણે મેં મારા ખરા મનથી બહેરામ શાહ પતિ કર્યા તેમાં મેં શું અપરાધ કર્યો છે? અગાઉ કેટલાક પરિસ્થાનના બાદશાહોએ પોતાની બેટીને આદમજાત સાથે ખુશીથી પરણાવી. મારાં માતપિતા હજી મને કહેછે કે તું તે આદમજાતનું નામ ભુલી જા, પણ હવે હું તેને કેવી રીતે ભુલી શકું? કારણ કે તેણે મારી સાથે લગ્ન કરી મારૂં પાણીગ્રહણ કરેલું છે, મેં પણ તેની સાથે ઘણા દિવસ સુખમાં ગુજાર્યા છે, તો હવે હું એકની થઈ બીજાની કેમ થઈ શકું? શું ઈશ્વર મારી મદદે મારા પ્રાણનાથને નહીં લાવે? અને મારા પ્રાણનાથ પણ સુખમાં રહી મને વિસારી મૂકશે? ના ના તેમ

બનશે નહીં, અરે! પણ હું કેવા મુર્ખાઇ ભરેલા વિચાર કરૂં છું. આવાં વિકટ વનો, બળતા પહાડો અને પરી તથા દેવોની ચોકી વટાવી તેઓ અહીં કેવી રીતે આવી શકશે? જો કદી તેઓ હિંમત કરી મારી ખોળમાં નીકળશે તો જરૂર તેઓ ઘણું દુઃખ પામશે. ઈશ્વર જ્યાં હોય ત્યાં મારા પ્રાણનાથને સુખી રાખે. બાદશાહ બહેરામે જાણ્યું-ઘણા દિવસ કેદખાનામાં એકાંત રહેવાથી મારી પ્રિયાની હાલત બહુ બગડી ગએલી છે અને જેવો મારો પ્રેમ તેની ઉપર છે, તેથી સવાયો તે મારા ઉપર રાખે છે, માટે હાલ છતો થવામાં સાર છે, એમ વિચાર કરી, માથેથી તાજ ઉતારી નાખ્યું અને હર્ષભેર દોડતો જઈ, તે શાહજાદીને ભેટી પડ્યો. પછી કહેવા લાગ્યો-પ્રિયા! તારા દુઃખના દિવસો હવે દૂર થયા છે, અને તારી સહાય કરવાને ઈશ્વરેજ મને મોકલ્યો છે. જો તેમ હોય નહીં તો હું તુચ્છ

માનવી આટલા બંદોબસ્ત છતાં અહીં કેવી રીતે આવી શકું! એમ કહી હિંગોલહદવે આપેલી હાથીદાંતની લાકડી હુસનબાનુની સોનાની બેડી પર ઠોકી કે તરત તેના તુકડા થઇ ગયા અને બંધથી મુક્ત થઈ ગઈ.

પછી બહેરામશાહે કહ્યું–બાનુ! હું બે દિવસનો ભુખ્યો છઉં, તથા તમે પણ આ કારાગૃહમાં રહી કોઈ વખતે પેટ ભરીને પૂરૂં ખાધેલું હશે નહીં, માટે ચાલો આપણે બંને જણાં ખાણું ખાઈ લઇએ. હુસનબાનુએ શાહજાદા સાથે બેસી ખાણું ખાધું, પછી શાહજાદો તેનો હેવાલ પૂછવા લાગ્યો ત્યારે તેણે કહ્યું–તમે શહેરમાં ફરવા ગએલા હતા તે વખતે દુષ્ટ વજીરનાં માણસોએ આવી મને ઘેરી લીધી તેથી હું કબુતરનું રૂપ ધારણ કરી અહીં આવી પહોંચી. અને મારાં માત પિતાને પગે પડી તેઓનો મેળાપ કર્યો. મારા પિતાએ જુવાન

અવસ્થામાં મને એકલી બહાર ફરવાસારૂ ઘણો ઠપકો આપ્યો ને પૂછ્યું-આટલા દિવસ સૂધી કયાં રહેલી હતી? તેનો ખરેખરો હેવાલ જો તું કહીશ નહીં તો તને મારી નાખવામાં આવશે. મેં મારો સર્વ વૃત્તાંત તેને કહી સંભળાવ્યો, તથા તમારી સાથે લગ્ન થયાની પણ ખરી હકીકત તેમને કહી સંભળાવી. મારો પિતા તો તમારી સાથે લગ્ન થએલાં જાણી અતિ ક્રોધાતુર થઈ ગયો, અને નિર્દય થઈ મને માર મારવા લાગ્યો. જો તે વખતે મારી માતા વચ્ચે પડી ન હોત તો કયારનું મારૂં મરણ થઈ ગયું હોત. ત્યાર પછી આ કેદખાનામાં નાખી મૂકી છે, હું હમેશાં અત્રે રહી ઈશ્વર પાસે મારો છૂટકારો માગું છું. તે વાત ઈશ્વરે આજ સાંભળી છે અને તમારો મેળાપ કરાવ્યો છે. પણ તમે આટલા બંદોબસ્ત છતાં કેવી રીતે અહીં આવી શકયા? તે મહેરબાની કરી મને કહી સંભળાવો. બહેરામ-

શાહે પોતાનો સર્વે હેવાલ અથથી તે ઇતિ સૂધી કહી સંભળાવ્યો. વિયોગી રાજા રાણીને વાતોમાં કેટલો વખત વહી ગયો તેની કાંઈ ખબર પડી નહીં. આખરે હુસનબાનુએ કહ્યું–પ્રાણનાથ! હવે તમે સંતાઈ રહો તો ઘણું સારૂં! કારણ કે મારા પિતાનાં માણસો હમેશ ત્રણ વખત મને જોઈ મારા પિતાને ખબર આપે છે. તેઓ તમને કદી જોશે તો મારા પિતાને કહી દેશે તો તેઓ તમને ઘણું દુઃખ આપશે.

બહેરામશાહે કહ્યું–પ્રિયા! તારે તે વિષે જરા પણ ફીકર કરવી નહીં. તારા પિતાજીનું કુલ લશ્કર અને વસ્તિ મારાઉપર ઉલટી પડે તો-પણ તેઓ મને પહોંચી શકવાનાં નથી. કારણ કે તેઓને આ લાકડીથી હું એકલો પૂરો પડી શકું એટલી હિંમત ધરાવું છું, એમ અરસપરસ વાતો કરતાં હતાં એટલામાં દરવાજા ખુલ્યા અને બાદશાહનાં કેટલાંક માણસોએ અંદર દાખલ થઈ

હુસનબાનુ તરફ નજર કરી તો એક શાહજાદાને તેની જોડમાં બેઠેલો દીઠો. તેઓ અજાયબીમાં પડી દરવાનને પૂછવા લાગ્યા–આમાં કોઈ માણસને તેં આજ દાખલ થવા દીધો છે, કે શું ? દરવાને કહ્યું–ભાઇઓ ! મારી પાસે થઈ કોઈ માણસ અહીંથી ગયો નથી કે મેં કોઇને દાખલ કર્યો નથી. હમેશાં ઘણા દિવસો થયા હું અત્રે ખુબ ચોકસીથી ચોકી કર્યા કરૂં છું. પછી તેઓએ જાણ્યું આ વાત બાદશાહ પાસે તરત લઈ જવી જોઇએ, એમ જાણી, તરત તેઓએ બાદશાહ પાસે દોડતા જઈ સર્વે વાત કહી સંભળાવી. બાદશાહના તો તે વાત સાંભળી હોંશ ઉડી ગયા, અને વિચારવા લાગ્યો કે, મેં ગેબી શબ્દપર બરાબર ધ્યાન રાખ્યું નહીં, પણ આખરે તે શબ્દો ખરા પડ્યા છે. હવે હિંમત હારે શું થવાનું ! સિપાઇઓને હુકમ કર્યો કે જાઓ તમે તે કિલ્લાને ઘેરી લઈ, તે માનવીને અત્રે મુશ્કેટાટ બાંધી લઈ આવો.

સિપાઇઓએ બાદશાહના હુકમ પ્રમાણે ત્યાં જઇ, બહેરામશાહ તથા હુસનબાનુને ઘેરી લીધાં. હુસનબાનુ તો તે વખતે બેહોંશ થઈ જમીનપર પડી ગઈ, પણ બહેરામશાહ તો હુ-શીઆર થઈ હાથમાં લાકડી લઈ, સર્વે લશ્કરી સિપાઇઓને ખુબ માર મારવા મંડી ગયો.

સિપાઇઓથી માર સહન થઈ શકયો નહીં. તેથી બાદશાહ પાસે પોકાર મારતા જઈ પહોંચ્યા તથા સર્વે હકીકત કહી સંભળાવી. બાદશાહે જાણ્યું-જેણે મારા લશ્કરને મારી હઠાવી કાઢયું હશે, તે કાંઇ સાધારણ મનુષ્ય હશે નહીં. તેમ મેં ગેબી શબ્દથી સાંભળેલું છે કે, તેના ઉપર ઈશ્વરની પૂર્ણ કૃપા છે, તેથી કોઈ તેને જીતી શ-કવાનો નથી, જો તેમ ન હોત તો મારી રાજ-ધાનીમાં મોટ મોટા દેવો પણ દાખલ થઈ શકતા નથી તો આ એક સાધારણ મનુષ્ય શી રીતે દાખલ થઈ શકે? માટે મારે તેની સાથે લડાઈ

કર્યા પહેલાં એક વખત મળવું તો જરૂર જોઇએ. જો તે મારી પુત્રીને યોગ્ય હશે તો ખુશીથી તેની સાથે મારી પુત્રીનાં લગ્ન કરીશ, નહીંતર તેને જે યોગ્ય શીક્ષા કરવી લાયક હશે તે કરીશ.

એવો વિચાર કરી બાદશાહ પોતે સર્વે દરબારીઓને લઈ શાહજાદાને જોવા સારૂ તે કેદખાના તરફ રવાના થયો.

---

## પ્રકરણ ૯ મું.

સિપાઈઓને મારી કાઢયા પછી બહેરામશાહ હુસનબાનુની આશનાવાશના કરવામાં રોકાયો. લોટામાંથી પાણી લઈ તેના મુખ ઊપર છાંટયું તથા પોતાના કપડાથી તેને પવન કરવા લાગ્યો. એમ ઘણા વખત સુધી તેને પવન કર્યો તથા પોતાથી બનતા ઊપાયો કર્યા ત્યારે તેને શુદ્ધિ આવી. શુદ્ધિ આવતાંજ તે પોતાના સ્વામી તરફ જોઇને કહેવા લાગી–પ્રાણ-

નાથ! તમને મારા પિતાના દુષ્ટ સિપાઈઓએ કાંઈ હરકત તો કરી નથી? તમને વાગું છે કે નહીં? એમ ઊપરાચાપરી સવાલો ગભરાએલા મને કરવા લાગી. બાદશાહ **બહેરામે** કહ્યું–પ્રિયા! તું મારી લેશ પણ શીકર કરીશ નહીં, મને જરાએ લાગું નથી, મેં પહેલેથીજ કહ્યું છે કે, તારા પિતા જેવા દશ બાદશાહ મારી ઊપર ચઢે તોપણ મને મારી શકનાર નથી, તો આ મુઠ્ઠીભર સિપાઈઓનો શો ભાર? જ્યાં-સૂધી મારાપર ખુદાની મહેરબાની હશે, ત્યાં-સૂધી મારો વાળ વાંકો થવાનો નથી. જે મને અહીં લાવ્યો છે, તેજ મને સહિસલામત રાખ-શે. તું નિરાશ ન થા, હું તને સહિસલામત આપણા શહેરમાં લઈ જઈશ. **હુસનબાનુએ** કહ્યું, સ્વામી! તમે હજી મારા પિતાનું બળ કેટલું છે? તે જાણતા નથી; જો જાણતા હો તો એમ કદી પણ બોલો નહિ. હવે મારા પિતાએ સર્વે

વાત જાણી હશે, માટે તમે સંતાઈ જાઓ તો સારૂં. જે વખત જાય છે તે અમૂલ્ય જાય છે. હમણાં તેઓ આવી પહોંચશે. મને મારા જીવની જરા પણ દરકાર નથી, પણ તમારા સારૂ મને બહું ચિંતા થાયછે. બહેરામે કહ્યું–બાનુહુસન ! તું નકામી શું ગભરાય છે? મને મારનાર કોઈ છેજ નહીં. ભલે તારો પિતા આવે. હુસનબાનુ–ગમે તેમ પણ તમે સંતાઈ જાઓ. જુવો ! જુવો !! હવે તેઓનાં પગલાં સંભળાય છે. પ્રાણનાથ ! મારૂં કહેવું માનો, એમ કહી ઊભી થઈ બહેરામશાહને ખેંચવા લાગી, તેવામાં તો કેદખાનાનાં બારણાં ખુલ્યાં અને જાહાંગીરશાહ તેમાં દાખલ થયો. બાદશાહ પોતાની બેટી હુસનને બહેરામશાહને વળગેલી જોઈ કહેવા લાગ્યો–નાફરમાન બેટી ! હજી તું માનતી નથી. કારાગૃહમાં રહી આટલું આટલું દુઃખ ભોગવે છે તોપણ તું એક તુચ્છ માનવીને છોડતી નથી. હમ-

ણુંજ હું તારા સ્વામીનો વધ કરૂં છું, પછી તું શું કરીશ? એમ કહી **બહેરામશાહને** કહ્યું કે, હે દુષ્ટ ચંડાળ! તું મારી બેટીને છોડી દે, તારા અપવિત્ર શરીરથી મારી બેટીનું શરીર અપવિત્ર થાયછે.

**હુસનબાનુ**–નહીં, નહીં, પિતાજી! મારા પતિને મારશો નહીં. પહેલાં મને મારી પછી તેને મારવો હોય તો મારજો. મેં તેની સાથે લગ્ન કર્યાં છે ને તેમણે મારૂં પાણી ગૃહણ કરેલું છે માટે મારા સ્વામીને મારી મને દુઃખી કરશો-નહીં. મેં ખુશીથી તેમની સાથે લગ્ન કર્યાં છે, તેમાં તેમનો કાંઈ વાંક નથી. **જાહાંગીરશાહ**-કેમ **બહેરામ**! આ શું કહેછે? **બહેરામશાહ**-પિતાજી! તે કહે છે તે સર્વ ખરૂં છે, મને તમે મારશો તેથી તમને કાંઈ ફાયદો થવાનો નથી. બનનાર હતું તે બની ગયું, હવે નબનનાર નથી, માટે મારીપર મહેરબાની કરી મને મહેનતમાં

ન નાખો તો સારૂં. તમે તમારા લશ્કરી બળ ઊપરે મુસ્તાક હશો તો હું પણ મારી ભુજાબળ ઊપરે મુસ્તાક છઊં. **જાહાંગીરશાહ**-વાહ રે મારા શૂરા બાદશાહ! ચોરી કરી દમ ભરાવતાં તો તમને ઠીક આવડેછે.

**બહેરામશાહ**-પિતાને કહેવું તેમાં કંઇ એબ નથી. મેં તમારી પુત્રી સાથે લગ્ન કર્યાં છે ને તમે મારી પત્નિના પિતા છો તેથી હું પણ તમને પિતાતુલ્ય ગણું તેમાં નવાઈ નહીં.

**જાહાંગીરશાહ**-ખરે મનુષ્યો આવાં ચતુર અને હુશીઆર થતાં હશે એમ હું જાણતો ન હતો. તમારી બહાદુરી અને ચાલાકી જોઇ હું પ્રસન્ન થયો છું. ખરેજ તમે મારી પુત્રીને લાયક છો તેમાં કાંઈ શક નથી, મારા જેવા બાદશાહને ખુશ કરી તમે વશ કર્યો તો મારી સકોમળ બાળકીને ભોળવી તેનું મન હરણ કરો તેમાં કાંઈ નવાઇ નથી. અમે આજ દિન સૂધી એમ

સમજતા હતા કે, મનુષ્યો જંગલી અને કમઅક્કલ હોય છે, તેઓમાં વફાદારી કે પ્યાર કાંઇ હોતો નથી. પણ તમારા મેળાપથી મારી ખાત્રી થઈ છે કે મનુષ્યોમાં જેવી વફાદારી અને બહાદુરી હોય છે તેવી વખતે અમ પરી જાતોમાં પણ હોતી નથી. ધન્ય છે તમારાં માતપિતાઓને! કે જેણે તમારા જેવા બહાદુર રાજકુમારોને જન્મ આપ્યો. **બહેરામ!** તમે અહીં કેવી રીતે આવી શકયા? શું મારાં માણુસોએ તમને અહીં આવતા અટકાવ્યા નહીં?

**બહેરામશાહ**–મારા સસરાના રાજમાં આવતાં મને કોણ અટકાવે?

**જાહાંગીર**–ખરૂં છે? મને પણ તેમ લાગે છે, નહીંતર, તમે અહીં આવી શકો નહીં. તમારાપર ઈશ્વરની પૂરી કૃપા છે, તેમાં તો કાંઈ શક નથી. મારા રાજમાં મોટમોટા દેવો પણ આવી શકતા નથી ને તમે આવ્યા તેથી હું બહુ અ-

જામીન થાઉં છું, હવે તમે રાજમહેલમાં ચાલો. તમે મુસાફરીથી થાકી ગયા હશો, માટે થોડા દિવસ રહી વિશામો લીયો, હું મારી પુત્રીનાં લગ્ન હવે ધામધુમથી સર્વે દેવોના દેખતાં કરી આપીશ. તમારા જેવો બહાદૂર જમાઇ મને મળ્યો તેથી હું મારાં મોટાં ભાગ્ય સમજું છું, એમ કહી તેને મહેલમાં તેડી ગયો અને ત્યાં તેની ઘણી માવજત અને મહેમાનગીરી કરવા લાગ્યો, તેથી બહેરામશાહ ઘણો ખુશી થયો. પછી બાદશાહે પોતાની એકની એક કુંવરીનાં લગ્ન મોટી ધામધુમથી કરવાનો વિચાર કર્યો અને પરીસ્તાનના સર્વે રાજાઓને કંકોતરી લખી તે-ડાવ્યા. વજીરને હુકમ કર્યો કે, શહેરની બહાર મેદાનમાં એક મોટો મંડપ ઉભો કરો, જેમાં સર્વે બહારના રાજાઓનો સમાવેશ થઈ શકે. ખર્ચ કરવામાં જરા પણ અચકાશો નહીં. આવો સમો ફરી ફરીને આવવાનો નથી. મંડ-

પમાં એવી ગોઠવણ અને બેઠકો કરવી કે, સર્વે રાજાઓને તેના મોભા પ્રમાણે જગ્યા મળી શકે, તેમજ શહેરનાં સર્વે માણસોને ઢંઢેરો ફેરવી ખબર આપો કે, કાલથી ઘેર રશોઇ ન કરતાં આપણે ત્યાં જમવાને આવે. વજીરે બાદશાહના હુકમ મુજબ સર્વે સામાન તૈયાર કર્યો, તથા લગ્ન મંડપ બાદશાહના કહેવા પ્રમાણે તૈયાર કર્યો. મુદત પ્રમાણે સર્વે દેશના રાજકુમારો આવી પહોંચ્યા; તે વખતે પેરૂ શહેરની રચના બહુ જોવા જેવી થઇ રહી. લગ્નને દિવસે બાદશાહ જાહાંગીરે બહેરામને પોતાની પાસે બેસાડ્યો હતો, તે જોઇ સર્વે રાજકુમારો એક બીજાને પૂછવા લાગ્યા કે, બાદશાહની જોડમાં આ જે માણુસ બેઠો છે, તે કોણ છે? બાદશાહ તેઓની પૂછાપૂછથી સમજી ગયો કે, આ સર્વે રાજકુમારો બહેરામને જોઈ અજાયબ થાય છે, માટે મારે તેમને ખુલાસો કરવો જોઇએ.

પછી બાદશાહ જાહાંગીર ઊભો થઈ સર્વે રાજાઓને કહેવા લાગ્યો કે, ભાઇઓ! મારી પુત્રી હુસનબાનુનાં લગ્ન આજ હું આ બાદશાહ સાથે કરી આપવા ધારૂં છું. તે સાંભળી તમે અજબ તો થશો, પણ મારે જણાવવું જોઇએ કે આ બહેરામશાહ કાંઇ નહાનો રાજા નથી. તે ઈરાન દેશમાં રાજ્ય કરે છે અને તેના હાથ નીચે ઘણાં રાજ્યો છે. તે મારી પુત્રી હુસનબાનુપર આશક થઈ જંગલે જંગલ અને પહાડે પહાડો ફરી અહીં મહા સંકટો વેઠી આવી પહોંચ્યો છે. અગાઊ હું એમ જાણતો હતો કે મનુષ્યો બીકણ, કમજોર અને બેવફા હોયછે, પણ આ બાદશાહને જોઇ મારી ખાત્રી થઈ છે કે, મનુષ્યો વખતે દેવો કરતાં પણ વફાદાર અને બહાદૂર હોય છે. મારા રાજ્યમાં મોટા મોટા દેવો પણ મારી રજાશિવાય દાખલ થઈ શકતા નથી ને આ બહેરામશાહ બીન દહે-

શતે દાખલ થયા એ થોડી નવાઈ નથી. ઇરાન અહીંથી સેંકડો બલકે હજારો ગાઊ દૂર છે ત્યાંથી તે અહીં સૂધી આવનાર સખસ કેવો બહાદૂર હોવો જોઇએ! મેં આ બાદશાહની ખાત્રી કરી લીધી છે. તેણે મારા બહાદૂર સીપાઇઓને ઘડીના છઠ્ઠા ભાગમાં મારીને નસાડી દીધા હતા. તેમજ મને ગેબી શબ્દથી ચેતવણી મળી હતી કે બાદશાહ **બહેરામ** તમારા રાજ્યમાં આવેછે, તેની સાથે તમે લડશો નહીં, જો કદી લડશો તો જીતશો નહીં! માટે કહો ભાઇઓ, તે બાદશાહ મારી પુત્રીને લાયક છે કે નહીં? ત્યારે સર્વ રાજાઓ કાંઈ ઇર્ષા ન લાવતાં બાદશાહને કહેવા લાગ્યા–ખરે! આ શાહ તમારી પુત્રીને લાયક છે. પછી બાદશાહ **જાહાંગીરે** પોતાની પુત્રીનાં લગ્ન યથાવિધિથી **બહેરામશાહ** સાથે કરી આપ્યાં અને પહેરામણીમાં ઘણું જવાહીર, હીરા, માણુક વિગેરે આપ્યાં. લગ્ન થઇ રહ્યા

પછી પણ એક માસ પર્યંત શહેરમાં આનંદ ઓચ્છવ થઈ રહ્યા હતા. બહેરામશાહે લગ્ન થઈ રહ્યા પછી એક માસ સૂધી ત્યાં રહીને સ્વર્ગ જેવું સુખ ભોગવ્યું. પણ પછી તેને પોતાનું રાજ્ય યાદ આવવા લાગ્યું તેથી તે દીલગીરીમાં ગરકાવ થવા લાગ્યો. જાહાંગીરશાહે તેને દીલગીરીનું કારણ પૂછયું ત્યારે તેણે કહ્યું–મને મારા રાજ્યને છોડયાને ઘણા દિવસ થઈ ગયા છે માટે કૃપા કરી રજા આપો તો હું મારા રાજ્યમાં જઇ મારી પ્રજાની ખબર લઊં. બાદશાહે કહ્યું–ભાઈ! તારે રાજ્ય જોઇતું હોય તો મારૂં રાજ તું સંભાળ. હું હવે રાજ્યના સુખથી ધરાઇ રહ્યો છઊં; મારે પેટ પુત્ર નથી માટે આ મારૂં રાજ તારૂંજ છે. બહેરામશાહે કહ્યું–પિતાજી! મને રાજ્યનો લોભ નથી, પણ મારી પતિવ્રતા નારી મારા વિના બહુ દુઃખી થતી હશે માટે મારે જલદી જવું જોઇએ. તમે મને જો

આગ્રહ કરી રાખશો તો હું થોડા દિવસ તમારી પાસે રહીશ, પણ મારૂં મન હવે મારા રાજ્ય તરફ ગયું છે, માટે મને અહીં ગોઠશે નહીં. હું ઊદાશીમાં રહી મારા દિવસ નિર્ગમન કરીશ, માટે જો તમે મને ખુશી રાખવા ઇચ્છતા હો તો મને રજા આપો, થોડા દિવસ હું મારા રાજ્યમાં રહી પાછો તમારી પાસે આવી તમને મળી જઈશ. જાહાંગીરશાહે કહ્યું–તારી ખુશી છે તો ભલે થોડો વખત તું રાજ્યમાં ફરી આવ, એમ કહી તેને કેટલાક દાસ દાસીઓ વિગેરે આપી હુસનબાનુ સાથે રવાના કર્યો.

## પ્રકરણ ૧૦ મું.

બહેરામશાહ બાદશાહ ઘણાં માણસો, દાસીઓ અને પુષ્કળ ધન લઈ બાનુહુસન સાથે રવાના થયો. તેઓ દિવસે મુસાફરી કરતાં હતાં તથા રાત્રીનાં સારી જગ્યા જોઈ તંબુ

મારી આરામ કરતાં હતાં. તેઓ હિરણ્યદેવની રાજધાની પાસે આવી પહોંચ્યાં. તે દેવ પહેલેથીજ **બાનુહુસન** પર ઘણોજ આશક હતો. તેને માલમ પડયું કે, **બહેરામશાહ બાનુહુસનને** લઈ પોતાના રાજ્ય તરફ જાય છે. ત્યારે તેણે જાણ્યું કે, આ વખત સારો છે, માટે **બહેરામશાહને** મારી **બાનુહુસનનું** હરણ કરવું આ વખતે ઠીક પડશે, એમ વિચારી રાતની વખતે પોતાના સઘળા દેવોને લઈ બાદશાહના તંબુને ઘેરી લીધો. **બહેરામશાહનાં** સર્વે માણસો ગભરાઈ ગયાં, અને **હિરણ્યદેવની** સામે લડવાને પોતાનું અશક્તપણું બતાવવા લાગ્યાં. બાદશાહે તેઓને કહ્યું–તમે ગભરાઓ નહીં, હમણાંજ હું તે દેવનું નિકંદન કાઢી નાખું છું. એમ કહી **સફેત, હિંગોળ** તથા **વિચિત્ર** દેવના વાળ અગ્ની પર મૂકયા, કે, તરત તે ત્રણે દેવો પોતાના લશ્કર સહિત ત્યાં હાજર થયા. ત્રણે

દેવોએ મળી બાદશાહને પૂછયું-બોલ? શાહ! અમારૂં શું કામ પડયું છે? બાદશાહે કહ્યું-આ દુષ્ટ હિરણ્ય દેવે અમારા તંબુને ઘેરી અમારાં માણસોને ગભરાવી નાખ્યાં છે, માટે તમે તેઓને મારી અમારી ધાસ્તી દૂર કરો.

હિંગોલદેવે કહ્યું-શાહ! તે દેવને ખબર નથી કે, તમારી તેહનાતમાં અમારા જેવા હજારો દેવો છે. નહીંતર તે આવત નહીં. પણ હવે બન્યું તે ખરૂં, એમ કહી ત્રણે દેવોએ પોતપોતાનાં લશ્કરને તૈયાર કરી હિરણ્ય દેવ-સાથે લડવાની તૈયારી કરી. પ્રભાત થતાંજ બન્ને દેવોનાં લશ્કરોએ લડાઈ શરૂ કરી, પણ કોઈ પણ પાછો હઠે તેમ નહોતો. બાદશાહ પણ ઘોડેસ્વાર થઈ કુલ લશ્કરની સરદારી લઈ સર્વે દેવોને મરણીઆ થઈ લડવાની ભળામણ આપ-તો હતો ને કહેતો હતો કે જે અહીં લડાઈમાં મરશે તેને ઉપર ઇંદ્રની અપ્સરાઓ વરશે.

તથા અહીં રહેશે તેઓને પણ ઘણો યશ અને માન મળશે. માટે મરવું અથવા તો મારવું એવો નિશ્ચય કરી યાહોમ કરી દુશ્મનોને મારી કાઢો. તે દિવસે તો કોઈની પણ હારજીત થઈ નહીં તેથી રાત્રે લડાઈ બંધ થઈ. બીજે દિવસે પોહ ફાટતાંજ લડાઇ શરૂ થઇ. તેમાં બંને બાજુવાળા મરણીઆ થઇ લડવા માંડ્યા, પણ તે દિવસે પણ અંત આવ્યો નહીં. એમ આઠ દિવસ સૂધી ભારે લડાઈ ચાલુ રહી, આખરે હિરણ્યદેવના લશ્કરે હાર ખાધી અને પાછલે પગે નાસવા લાગ્યું. સફેતદેવના લશ્કરે તેઓ-ની પુંઠ પકડીને તેઓને મારી નાંખ્યા ને બાદ-શાહ તથા સફેતદેવ પણ હિરણ્યદેવની પાછળ જઇ તેને પકડી બાંધી લાવ્યા. હિરણ્યદેવે હાથ જોડી નમ્રતાઈથી બાદશાહ પાસે માફી માગી કહ્યું—શાહ ! આજથી હું કદી પણ તારૂં નામ લેનાર નથી. અર્ધ રાત્રીએ મારૂં કામ પડે તો

મને બોલાવજે તો હું આવી હાજર થઈશ; એવી શરતે અનેક રીતથી બાદશાહ પાસે માફી માગવા લાગ્યો, ત્યારે **બહેરામે** તેની પાસે અનેક શરતો લખાવી લઈ તેની ઉપરે દયા લાવી છોડી મૂક્યો. **બહેરામશાહની** આવી ઉદારતા જોઇ સર્વે દેવો ઘણા ખુશી થયા. પછી **હિરણ્યદેવે** તેને પોતાની રાજધાનીમાં ત્રણ ચાર દિવસ સૂધી ઘણી ધામધુમથી રાખ્યા અને જતી વખતે અનેક જાતના નજરાના કરી વિદાય કર્યા. ત્યાંથી પછી બાદશાહ થોડા દિવસ **વિચિત્ર દેવની** રાજધાનીમાં રહ્યો. **વિચિત્રદેવે** પણ બાદશાહને ઘણુંક ધન આપી વિદાય કર્યો. પછી બાદશાહ **હિંગોલદેવની** રાજધાનીમાં થઈ **સફેતદેવના** બાગમાં ગયો. ત્યાં **સફેતદેવે** બાદશાહને આરામ બાગમાં ઉતારો આપી પોતાની પાસે રાખ્યો. **બહેરામશાહે** જવાની ઘણી ઉતાવળ કરીને કહ્યું—મારૂં રાજ્ય છોડયે મને

ઘણા દિવસ થઈ ગયા છે માટે મારે જલદી જવું જોઇએ;

**સફેતદેવે** કહ્યું–**અહેરામ**! તારે તારા રાજ્ય વિષે જરા પણ કાળજી રાખવી નહીં, તારા ગયા પછી મેં મારા ચાર દેવો તારા રાજ્યમાં અદૃષ્ટ રાખેલા છે, જેઓ હમેશાં તારા રાજ્યની બરાબર સંભાળ રાખે છે ને રાતના તેમાંનો એક દેવ આવી સર્વે વૃત્તાંત કહી જાયછે. હાલ તારી પ્રજા સુખી છે અને અન્યાયના રસ્તાપર કોઈ ચાલી શકતું નથી. બાદશાહ પોતાના રાજ્યની હકીકત સાંભળી ઘણો ખુશી થયો. પછી સફેતદેવને બાદશાહે કહ્યું–દેવ! મને દરેક રાજમાંથી ઘણા હીરા, માણેક અને જવાહીરો મળેલાં છે માટે મારી ખુશી એવી છે કે દુનિઆના કોઈ પણ બાદશાહે ન બંધાવેલો હોય તેવો એક મહેલ બંધાવવો. તેમાં તમારા કારીગર દેવોની જરૂર પડશે, માટે તમે જો એટલું

કામ કરી આપશો તો હું તમારો ઉપકાર ભૂલનાર નથી. સફેતદેવે કહ્યું–એમાં શું ઉપકાર માનવાનો છે! તારી એવીજ ખુશી છે તો હું તારા જવા પહેલાં તારા શહેરની બહાર એક સુંદર મહેલ ઉભો કરી આપું છું. હાલ તમે અહીં રહો અને તે મહેલ બંધાઈ રહ્યા બાદ ત્યાં જજો. બાદશાહ તેનું કહેવું મંજુર રાખી ત્યાંજ રહ્યો, અને સફેતદેવે માણસો મોકલી બાદશાહની રાજધાનીમાં એક સરસ મહેલ બાંધવાનો આરંભ કર્યો. બાદશાહ એક માસ પર્યંત રહી સફેતદેવના બાગમાં ચમન મારવા લાગ્યો તેટલામાં તેની રાજધાનીમાં જવાહીર જડિત સંગેમરમરનો મહેલ પણ બંધાઈ રહ્યો. દેવોએ આવી અરજ કરી કે, બાદશાહ! મહેલ તમામ તૈયાર થઈ રહ્યો છે તથા તેમાં અલૌકિક ઝાડો પણ ઉગાડવામાં આવેલાં છે. બાદશાહ સારૂં મુહૂર્ત જોઈ સફેતદેવ સાથે પોતાની રાજધાની તરફ

રવાને થયો. શહેરનાં માણસોને માલમ પ-ડતાં હજારો માણસો બાદશાહને લેવાને સામે આવ્યાં. બાદશાહ પોતાની રૈયતની વફાદારી જોઇ ઘણો ખુશી થયો.

વજીર ઘણું લશ્કર લઈ બાદશાહને તેડવા સારૂ આવ્યો હતો ને ઘણી ધામધુમથી બાદ-શાહ તથા સફેતદેવને શહેરમાં લઇ ગયા. બા-દશાહની સલામતીમાં ઘણીક તોપો ફોડવામાં આવી હતી તથા મસજીદોમાં પ્રાર્થના કરવામાં આવી હતી. પછી મહેલમાં જઇ રાણીને મળ્યો, ત્યારબાદ સારૂ મુહુર્ત જોઈ સફેતદેવ સાથે તે સંગેમરમરના જવાહીર જડિત મહેલમાં ર-હેવા ગયો. ઘણા દિવસ સુધી સફેતદેવને મ-હેમાન દાખલ રાખ્યો અને જ્યારે તેણે જવાની રજા માગી ત્યારે બાદશાહે કહ્યું–દેવ! તારી સ-હાયતાથી મેં ઘણાં મોટાં પરાક્રમો ને કાર્યો કર્યા છે, ને આજ જે બધું સુખ ભોગવું છું તે તા-

રીજ સહાયતાથી છે, માટે તેના બદલામાં કોઈ પણ ચીજ તમે મારી પાસેથી માગી લ્યો; કારણ કે હું તમારા ઉપકારના બોજા નીચે એટલો તો દબાએલો છું કે મારાથી હવે તારો ઉપકાર (પાડ) પૂરતો વાળી શકાવાનો નથી. સફેતદેવે કહ્યું–જો બાદશાહ! તારી એવી ખુશી હોય તો તારા વજીર **અબ્દુલ કાસમની** પુત્રી **હુઝારા** સાથે મારાં લગ્ન કરી આપ. બાદશાહે કહ્યું–શું? તેણી એટલી બધી સ્વરૂપવાન્ છે! કે તેની ઉપરે તમે આશક થએલા છો? દેવે કહ્યું–હા, તેના સ્વરૂપવિષે શું પૂછવું? કારણ કે તેણે ઇંદ્રના શાપથી મનુષ્યમાં જન્મ લીધેલો છે પણ તેણી જાતે એક અપ્સરા છે. મારા દેવોથી મને માલમ પડયું છે કે, તેણી હમેશ મધ્યરાત્રી પછી ઇંદ્રને ત્યાં નૃત્ય કરવાને જાયછે. બાદશાહે પૂછ્યું–દેવ! તમને માહિતી છે કે, શા કારણથી તેણીને ઇંદ્રને ત્યાંથી શાપ મળેલો છે? દેવે કહ્યું–

ના, મિત્ર તે વિષેની પક્કી તપાસ કરી હું તમને કહીશ. પછી બાદશાહે વજીરને તેડાવી સફેતદેવ તરફથી તેની પુત્રીનું માગું કર્યું. વિશેષ વજીરને કહ્યું, તમે જાણતા હશો કે, આ બધું જે તમે જુઓ છો, તે આજ દેવની સહાયતાથી મળેલું છે.

વજીરે કહ્યું–મહારાજ! આપણે મનુષ્યો દેવોને આપણી પુત્રી કેવી રીતે આપી શકીએ? બાદશાહે કહ્યું–જેમ આપણે તેઓની ઓરતો પરીજાત સાથે લગ્ન કરીએ છીએ તેવીજ રીતે દેવો પણ આપણી પુત્રીથી લગ્ન કરી શકે છે. વજીરે કહ્યું–જ્યારે તમારી એવીજ મરજી છે તો ભલે. પછી બાદશાહે ઘણી ધામધુમથી વજીરની પુત્રી હુઝારા સાથે સફેતદેવનાં લગ્ન કરી આપ્યાં, અને પહેરામણીમાં કાળામાથાંના માનવીઓના હાથની બનાવેલી અનેક ચીજો આપી. પછી સફેતદેવ બાદશાહને મળી હુઝારાને સાથે લઈ, પોતાના રાજ્ય તરફ રવાના થયો.

હવે બાદશાહ **બહેરામશાહ** પોતાના રાજની લગામ પોતાના હાથમાં લઈ બંને રાણીઓ સાથે સુખ માણવા લાગ્યો. બંને રાણીઓ બાદશાહને ખરા મનથી ચહાતી હતી, કેટલાક માસ ગયા પછી **હુસનબાનુએ** એક ચંદ્રમા સમાન દેવતાઈ પુત્રનો જન્મ આપ્યો. જેનું નામ બાદશાહે **આફતાબશાહ** રાખ્યું. બંને શાહજાદાઓ જેમ જેમ મોટા થતા ગયા, તેમ તેમ બાદશાહ તેઓને યોગ્ય કેળવણી આપી હુશીઆર કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૧ મું.

જેમ જેમ શાહજાદા મોટા થતા ગયા તેમ તેમ તેઓની પ્રીતિ અન્યોન્ય વધતી ગઈ, અને બંને રાણીઓ પણ તેઓને અધિક અધિક ચહાવા લાગી. બાદશાહે તેઓનો અન્યોન્ય અતિ પ્રેમ જોઈ તેઓને એકજ મહેલમાં રાખ્યા હતા.

આ બંને શાહજાદાઓ રૂપ, ગુણ અને બહાદૂરીમાં સરખાજ હતા. તેઓની ઉમર હમણાં સોળ વર્ષની થઇ હતી, પણ અજાણ્યા માણસો તેમને પચીસ વર્ષના ટેવતા હતા. રાજમદથી જુવાનીમાં તેઓ મદનાં પુતળાં સરખા લાગતા હતા. તેઓની બહાદૂરી અને રૂપનાં વખાણ સાંભળી ઘણા દેશના રાજાઓ તેઓના દરબારમાં માગાં મોકલતા હતા, પણ તેઓ કબૂલ રાખતા ન હતા.

**બહેરામશાહ** તેઓને અક્કલવંત જાણી તેઓના કામ વચ્ચે પડતો ન હતો. એક વખત બંને શાહજાદાઓ કોઈ પણ માણસ સાથે ન લેતાં અરણ્ય જંગલમાં શીકારે નીકળી ગયા. ત્યાં એક સુંદર હરણી પર તેઓની નજર પડી, જે પોતાના બચ્ચાં સાથે ચારો કરતી હતી. બંને શાહજાદાઓએ તેઓને પકડવાની મરજી કરી અને પોતાના ઘોડા તેઓની પાછળ મારી

મૂકયા. તે ચાલાક હરણીએ પહેલાં તો તેઓ-ને ફાવવા દીધા નહીં, પણ તેણીનું બચ્ચું જે ઘણું નહાનું હતું તે થાકી જવાથી આગળ દોડી શક્યું નહીં તેથી ઉભું થઈ રહ્યું. આફ્તાબ-શાહે તેને થાકી ગએલું જાણી ઘોડાપરથી ઉતરી પકડી લીધું. હરણી પોતાના બચ્ચાંને પકડાઈ ગએલું જાણી પાછી વળી અને શાહ-જાદા પાસે આવી નમ્રતાથી કહેવા લાગી—રાજ-કુમારો! મારાં નાનાં બચ્ચાંને પકડી લઈ જઇ શું કરવા ધારો છો? આફ્તાબશાહે ઉત્તર આપ્યો—અમે તેને અમારા રાજમાં લઈ જશું અને ત્યાં અમારી પાસે રાખી ફુરસદનો વખ-ત તેની સાથે ગુજારશું. હરણીએ કહ્યું, તે હજી નાનું છે તેથી તમારી પાસે રહી શકશે નહીં. શાહજાદાએ ઉત્તર આપ્યો—બેન! અમે તેને પાળીને મોટું કરશું તથા અનેક રીતની કસરતો અને નાચવું કુદવું વિગેરે શીખવી તેનાથી

ગમ્મત મેળવશું. હરણીએ કહ્યું-ભાઈ! તેણે હજી ધાવણ છોડયું નથી, તેથી જો તમે તેને જોરથી લઈ જશો, તો તે મરી જશે, અને તેના વિયોગથી હું પણ ઝુરી ઝુરીને મરી જઈશ, તેની હત્યા તમને લાગશે. તેમ એક નિર્દોષ બચ્ચાંને તેની માતાથી વિખુટું પાડી લઈ જવું, એ કાંઇ તમારા જેવા રાજકુમારનું કામ નથી. પણ તમ જેવા નવ જુવાન શાહજાદાઓને તો રાજમહેલમાં રહી સુંદર નાજનીઓ પાસે રહી વખ્ત ગાળવો જોઈએ.

આફતાબશાહે કહ્યું-જનાનામાં રહી આખો દિવસ ઘણી સ્ત્રીઓ સાથે ભોગવિલાસ કરવો એ અમારૂં કામ નથી, જો તેમ કરવા લાગીએ તો અમારા બાપદાદાઓએ હજારો વર્ષ થયાં જે કીર્તિ મેળવી છે તેને ઝાંખ લાગે અને અમારામાંથી પુરુષાર્થ પણ જતો રહે. તેમ મેં મનમાં પક્કો નિશ્ચય કર્યો છે કે, જો સ્ત્રી કરવી

તો એકજ લાયક જોઈ કરવી. ઘણી સ્ત્રીઓથી સુખ મળી શકતું નથી, પણ ઉલટી હાની થાય છે. માટે તેવી કોઈ સ્ત્રી જો તમારા ધ્યાનમાં હોય તો કહો. હું તેને મેળવવાનો પ્રયત્ન કરીશ. હરણીએ કહ્યું—જો તેમજ હોય તો હું તમને કહું છું તે સાંભળો. આલટાઇ (સોનાના) પહાડના શીખરપર રોશનશાહ નામનો એક બાદશાહ રાજ્ય કરે છે. તેને રોશને આમલ નામની ઘણીજ ખુબસુરત અને ચાલાક બેટી છે. તેને મેળવી તમારો વખત ગમતમાં ગાળો તો સારૂં. મારા નાદાન બચ્ચાંથી તમને શું સુખ મળવાનું છે? આફતાબશાહે પૂછ્યું શું! તે એટલી બધી ખુબસુરત અને ચાલાક છે કે જેણીનાં તું આટલાં બધાં વખાણ કરે છે? હરણીએ કહ્યું ઓહો! તેની ખુબસુરતી વિષે શું પૂછો છો! જ્યારે તેણી સખત ઉનાળાના ગરમીમાં મધ્યાહ્ન વખતે સ્નાન કરવા નીકળે છે ત્યારે

આકાશમાં સૂર્યનારાયણ પણ તેણીને જોવા થંભી રહે છે, અને ચંદ્રમા તો તેણીની કાંતિથી લજવાઈ હમેશાં વાદળામાં છૂપતો ફરે છે. તેણીનો ગુલાબી ગાલ, પરવાળાં જેવા હોઠ, હંસના જેવી ચાલ અને પાતળી કમરથી હજારો આશકો દીવાના થઇ ગયા છે. ખરેજ તેણી પગથી તે માથાસૂધી શુદ્ધ સંગેમરમરની એક પૂતળી છે. ઈશ્વરે નવરાશની વખતેજ તેણીનો ઘાટ ઘડેલો લાગે છે તથા અવયવોના ઘાટ બનાવવામાં ઘણું ચાતુર્ય વાપરેલું છે. તેના રૂપ અને ઘાટમાં કાંઈ પણ ખામી નથી, પણ તે હજી સૂધી કુંવારી છે તેજ માત્ર ખામી છે. જે ખામી તમારા જેવા ચાલાક નવ જુવાન રાજકુમાર સિવાય ભાંગી શકવાની નથી; માટે તમે અમારા જેવા રંક પ્રાણીઓનો શિકાર કરવો મૂકી દઈ, રોશનેઆલમ જેવી પરીઓનો શિકાર કરો, જેથી જગતમાં તમારી કીર્તિ થાય, અને તમને સુખ મળે.

આફતાબશાહે પૂછ્યું-જ્યારે તેણી એટલી બધી ખુબસુરત છે ત્યારે તો તેણીના હાથની માંગણી ઘણાક શાહજાદાઓ તરફથી થતી હશે. હરણીએ કહ્યું-તેમાં શું શક? પણ તેણી સર્વેના માગાં રદ કરે છે. તેણીનો વૃદ્ધ પિતા હાલ આંખે અપંગ છે, તેથી તેણીએ ઠરાવ કર્યો છે કે, જે શખ્સ મારાં નેત્રો સારાં કરી આપે તેની સાથે મારી પુત્રીનાં લગ્ન કરવાં. તે કામમાં ઘણા રાજવૈદ્યો અને હકીમો નિષ્ફળ થયા છે પણ કોઈથી સારાં થઇ શક્યાં નથી, માટે જો તમારાથી તેણીના પિતાનાં નેત્રો સારાં થઈ શકે, એમ હોય તોજ ત્યાં જજો. ત્યાં જવું એ પણ કાંઇ સહેલ નથી, કારણ કે, માર્ગમાં હજારો દેવો, ભૂતો, પિશાચો અને જંગલી જાનવરો વસે છે, જેઓને ફક્ત જોવાથીજ હજારો માણસોના પ્રાણ નીકળી જાય છે. હિંમત હોય તોજ ત્યાં જજો.

આફતાબશાહે કહ્યું-બાઇ! તમારી વાણીથી

હું ઘણોજ ખુશી થયો છું, પણ મહેરબાની કરી એટલું બતાવશો કે તે પહાડી રાજ્ય કઈ તરફ આવેલું છે. હરણીએ કહ્યું-સૈબિરીઆની દક્ષિણે તે રાજ્ય આવેલું છે, પણ ત્યાં જતાં હજારો મુસીબતો પડશે, તેનો જવા અગાઉ વિચાર રાખજો.

**આફ્તાબશાહે** કહ્યું-દુઃખ ભોગવ્યા સિવાય સુખનો બરોબર અનુભવ થઇ (મળી) શકતો નથી. એમ કહી હરણીના બચ્ચાંને મૂકી દીધું, અને હરણીનો ઉપકાર માની પોતાના ભાઇ **મહેતાબ** સાથે પોતાના રાજ્ય તરફ ચાલવા લાગ્યો. રસ્તે ચાલતાં **રોશનેઆલમ** કેવી રીતે મેળવવી તેના વિચારમાં **આફ્તાબશાહ** ગરકાવ થઈ ગયો, અને જ્યારે તેના ઘોડાએ એક સખ્ત ઠોકર ખાધી ત્યારેજ તેને ભાન આવ્યું. પછી પોતાના ભાઈને કહેવા લાગ્યો-ભાઈ! તું હવે આપણા રાજ્યમાં રહી, માતપિતાને દિલાસો

આપતો રહેજે, હું તો જરૂર તે પરીની શોધ-માં જઇશ. **મહેતાબશાહે** કહ્યું–ભાઈ! વગર વિચાર્યું કામ કરવાથી પસ્તાવો કરવો પડેછે. તમે એક અજાણ્યા જનાવરનું કહેવું સાંભળી તે તરફ જવાના વિચાર કરો છો એ ઘણું અજાએબ જેવું છે. તેણીએ પોતાનાં બચ્ચાં-ને છોડવવાસારૂ આ યુક્તિ રચી હોય તો કેમ ખબર પડે? **આફતાબશાહે** કહ્યું–ભાઇ! તમે જાણુતા નથી કે, કલીયુગે જેમ મનુષ્ય જાતિમાં પ્રવેશ કર્યો છે તેમ હજી જાનવરોમાં કર્યો નથી. જ્યારે તેઓમાં પ્રવેશ થશે ત્યારે તેઓની વાચા બંધ થઈ જશે. શહેરમાં રહે-નારાં માણુસોમાં જે ઠગાઇ છે તે જંગલના રહે-વાસીઓમાં નથી. **મહેતાબશાહે** કહ્યું–કદી તમારૂં કહેવું ખરૂં હશે પણ ત્યાં માર્ગમાં કેટ-લી મુસીબત ભોગવવી પડશે તેનો કાંઈ ખ્યાલ કરો. વળી તમારા જવાથી પિતાજી અને મા-

તાજીને કેટલું દુઃખ થશે તેનો પણ કાંઈ વિચાર કરો. મારાથી તમારો વિયોગ કેમ સહન થઈ શકશે? તેઓને ખાતર નહીંતો મારેજ ખાતર ત્યાં જવાનું માંડી વાળો. જો તમે ખુશી ન હોય તો હું તમારી સાથે આવીશ. **આફતાબશાહે** કહ્યું–ભાઈ! તેમ કદી પણ બની શકશે નહીં. તુંજ હમણાં કહે છે કે, મારા જવાથી માતાજી અને પિતાજી દુઃખી થશે તો આપણા બંનેના જવાથી તેઓ કેટલાં દુઃખી થશે તેનો તુંજ વિચાર કર. મારાથી પણ તમારો વિયોગ સહન કરી શકાશે નહીં, પણ શું કરૂં! લાચાર છું. પ્યાર એવી ચીજ છે કે તે મુંગાને બોલાવે છે ને રડતાને હસાવે છે. એમ તકરાર કરતાં તેઓ રાજમહેલમાં આવી પહોંચ્યા. ત્યાં જઇ **આફતાબશાહે** અમુલ્ય પોશાકનો ત્યાગ કરી તરતજ ફકીરી વેશ ધારણ કર્યો. શાહજાદાનાં આવાં આચરણ જોઈ મહેલનાં સર્વે

માણુસો વિચારવા લાગ્યાં કે જરૂર આજે શાહજાદાનું માથું ફરી ગયું છે. નહીંતર આવા અમુલ્ય પોશાકનો ત્યાગ કરી ફકીરી વેશ શું કરવા ધારણુ કરે! માટે ચાલો આપણે તે વાત બાદશાહ તથા રાણી પાસે કરીએ, નહીંતર ઠપકાને પાત્ર થશું. એમ જાણી તેઓ દોડતાં રાજા રાણી પાસે જઈ પહોંચ્યાં, અને સર્વે હકીકત કહી સંભળાવી. તે સાંભળી રાજારાણી બાવરાં બની ગયાં અને તરત શાહજાદા પાસે જઈ પહોંચ્યાં. ત્યાં જઇ જુએ છે તો આફતાબને પોતાના ભાઇ સમજાવે છે, અને તેની આંખોમાંથી પાણી ચાલ્યાં જાય છે.

બહેરામશાહે પૂછ્યું–ભાઈ! આજ શું ઢોંગ લઈ બેઠો છે? આમ કરવાનું કાંઇ કારણુ? આવી બાળવયમાં તારા જેવા શાહજાદાને આ વેશ શોભતો નથી માટે ઉતારી નાંખ.

શાહજાદા આફતાબશાહે કહ્યુ–પિતાજી!

આ વેશ હમણાં ઉતરવાનો નથી, તેનું કારણ જાણવું હોય તો ભાઇ મહેતાબને પૂછો, તે તમને કહેશે. બાદશાહે મહેતાબને પૂછ્યું-ભાઈ! આનું કારણ શું છે? તે તું કહી દેખાડ. મહેતાબશાહે સર્વે વાત બોલે બોલ કહી સંભળાવી, ત્યારે બાદશાહ હસવા લાગ્યો અને શાહજાદાને કહ્યું-ભાઈ! ખરેખર તું આજે દિવાનો બન્યો છો, એમાં કાંઇ શક નથી. એક હરણીના કહેવાથી આમ કરાતું હશે? આજદિન સૂધી હું તને ઘણો સમજુ જાણતો હતો પણ તે સઘળું આજ જણાઇ આવ્યું છે. જો કદી તારે લગ્નજ કરવાની ખુશી હતી તો પહેલેથીજ તે કાં ન ચેતાવ્યું. આપણા રાજ્યમાં સ્ત્રીઓની ક્યાં ખોટ છે. શાહજાદાએ કહ્યું-પિતાજી! જેમ તમને ભાસે તે ખરૂં, તમે મને દિવાનો સમજો કે ગાંડો સમજો, પણ હું તે સ્ત્રીને મેળવીશ ત્યારેજ સુખે બેસીશ ત્યાંસુધી મને ચેન પડ-

વાનું નથી. મારે તેના સિવાય બીજી સ્ત્રીનું કામ નથી. આકાશમાં તારા ઘણા છે, પણ વખત પડે તેઓ ચંદ્રમાની ગરજ સારી શકતા નથી. બાદશાહે કહ્યું–તેમ છે તો ભલે હું તારાં લગ્ન તેજ સ્ત્રીની સાથે કરી આપીશ, પણ તેણી ક્યાં રહે છે તેની આપણે પહેલાં માણસો પાસે શોધ તો કરાવીએ પછી આપણે તે રાજ્યમાં જઇશું. શાહજાદાએ કહ્યું–ના, તેમ કદી બનવાનુંજ નથી. કહેવત છે, કે આપ મુઆ વિના સ્વર્ગે પહોંચાય નહીં. તેમજ માણસો જઈ મારૂં કામ કરી લાવે તે આશા ખોટી છે માટે હું જાતેજ ત્યાં જઇ શોધ કરીશ. તમે ના કે હા કહેશો તેમાં કાંઈ વળવાનું નથી. બહેરામશાહ તો તેની જીદથી કંટાળી ગયો અને બાનુહુસનને શાહજાદાને સમજાવવા કહ્યું ત્યારે બાનુહુસને શાહજાદાને કહ્યું–ભાઈ! જો તને આપણા રાજ્યમાં કોઈ સ્ત્રી પસંદ ન

પડતી હોય તો તારા નાનાના રાજ્યમાંથી તને સ્રી પરણાવીએ, પણ શાહજાદાએ માતાનું કહેવું પણ માન્યું નહીં, અને કહ્યું–જો તમે મને જોરથી રાખશો તો હું માથું પટકી મારા પ્રાણનો ત્યાગ કરીશ. ત્યારે નાચારીયે તેઓએ શાહજાદાને જવાની રજા આપી. જતી વખતે હુસનબાનુએ શાહજાદાના હાથપર એક સુલેમાની તખ્તી બાંધી આપી. જેનો પ્રતાપ એવો હતો કે, તે તખ્તી જેના હાથપર બાંધેલી હોય તેને અગ્ની બાળે નહીં, પાણી ડુબાડે નહિ, અને જીવજંત કોઈ મારી શકે નહીં, તેમ ભૂખ તરસ પણ લાગે નહીં તથા શરીરમાં ઘણું બળ રહે.

---

## પ્રકરણ ૧૨ મું.

રાજ મહેલમાંથી નીકળ્યા પછી શાહજાદો દિવસ કે રાતનું ભાન ન રાખતાં ચાલ ચાલ

કરવા લાગ્યો. ખાવાનું જંગલમાં કોઈ વખત મળે ને કોઈ વખત ન મળે તો પણ તેની દરકાર રાખતો ન હોતો, જંગલમાં તેણે અનેક જંગલી જાનવરો અને રાક્ષસો જોયા પણ તેથી ન ડરતાં આગલ ચાલવાજ લાગ્યો. ચાલતાં ચાલતાં એક કાળા ડુંગર નજદીક જઈ પહોંચ્યો, અને તે ડુંગરપર ચઢવાની ઘણી કોશેશ કરવા લાગ્યો; પણ શાહજાદાથી તેનાપર ચઢી શકાયું નહીં, કારણ કે તે બહુ લીસો હતો. શાહજાદાએ વિચાર્યું કે મેં ઘણા પર્વતો અને ડુંગરો જોએલા છે, પણ આવો ડુંગર મેં મારા જન્મારામાં જોયો નથી. બરાબર નીરખીને જોયું તો તેને તે ડુંગર થોડો થોડો ચાલતો જણાયો. શાહજાદાએ કોઇ પણ વખતે સાંભળ્યું ન હતું કે આવા સજીવન ડુંગરો દુનિયામાં (હસ્તી ભોગવે છે), છે માટે તે અજાએબ થઈ બારીકીથી તપાસવા લાગ્યો. થોડા વખત પછી તો તે વ-

ધારે વધારે હીલવા લાગ્યો. શાહજાદાએ બંને છેડા તરફ નજર કરી તો તે બેને ડુંગરને બદલે એક રાક્ષસ છે એમ સ્પષ્ટ જણાયું. થોડા વખત પછી તે રાક્ષસ બેઠો થયો અને વિકાળ નજરથી ચોતરફ નીહાળવા લાગ્યો. શાહજાદો તો તેને જોઈ થરથર કાંપવા લાગ્યો અને જાણ્યું કે હમણાં જરૂર મારૂં મોત છે. મારી બરોબરીઆ અથવા મારાથી દોઢા બમણા જોરાવર માણસથી હું લડી શકું, પણ આ પહાડી રાક્ષસથી કેવી રીતે લડી શકીશ. ખેર ઈશ્વર સિવાય હવે મને કોઈ બચાવી શકનાર નથી. એટલામાં તો પેલા રાક્ષસની નજર પણ તે શાહજાદા પર પડી. તેને ઘણા દિવસ થયા માનવીનો ભક્ષ મળ્યો નહોતો માટે ખુશી થઇ હાથ લાંબો કરી શાહજાદાને ઉપાડી લીધો, અને જેવો મોઢામાં મૂકવા જાય છે કે તરત તેની નજર પેલી સુલેમાની તખ્તી પર પડી. હવે અહીં વાંચ-

નારને જાણવું જોઇએ કે તે સુલેમાની તખ્તીમાં એવો પ્રતાપ હતો કે તેને જોઈ મોટા મોટા રાક્ષસો ગભરાઇ જતા હતા, તથા તે તખ્તી જેની પાસે હોય તેને તેઓ તાબે થતા હતા. તે પ્રમાણે આ રાક્ષસ પણ શાહજાદાને ન ખાતાં ઉલટો તેનો તાબેદાર થઇ ગયો, અને શાહજાદાને મૂકી હાથ જોડી કહેલા લાગ્યો કે હે સુલેમાની વંશના મહાન ફકીર ! હું તમારી નોકરીમાં હાથ જોડી હાજર ઉભો છું, તમારે જે હુકમ કરવો હોય તે આ બંદાને ફરમાવો. શાહજાદાના તો તેને જોઈ હોંશ ઉડી ગયા હતા, તે હવે પાછો હુશીયાર થયો, અને તે રાક્ષસને નમ્રતાઈથી વિનંતિ કરતો જોઈ હિમ્મતથી કહેવા લાગ્યો—કેમ રાક્ષસરાજ ! પહેલાં તો તમારો મને ખાઇ જવાનો ઇરાદો હતો ને હમણાં આમ નમ્ર કેમ બની ગયા છો. રાક્ષસે કહ્યું—મહારાજ ! તમારા હાથપર જે તખ્તી બાંધેલી છે તે

ઘણી પવિત્ર છે, અને તે તખ્તીના અમે નોકરો છીએ, એમાટે તમારે જે હૂકમ ફરમાવવો હોય તે ફરમાવો. શાહજાદાએ કહ્યું-હાલ મારે બીજું કાંઈ પણ તને કહેવું નથી પણ ફક્ત એટલુંજ પૂછવું છે કે આલટાઇ ( સોનાનો ) પહાડ ક્યાં આવેલો છે? ને ત્યાં કોણ રાજ્ય કરેછે? રાક્ષસે જવાબ આપ્યો. તે રાજ સૈબિરીઆથી દક્ષિણે આવેલું છે ને ત્યાં રોશનશાહ નામનો અન્ધ શેહેનશાહ રાજ્ય કરે છે. શાહજાદાએ પૂછ્યું-ત્યાં તું મને લઇ જઇ શકીશ? રાક્ષસે જવાબ આપ્યો-હા, ખુશીથી. શાહજાદાએ પૂછ્યું-તે શેહેનશાહનાં નેત્રો સારાં થાય એવી દવાની તને માહિતી હોય તો બતાવ, હું તારો ઉપકાર માનીશ. રાક્ષસે કહ્યું-મહારાજ! તેની દવા હું જાણું છું અને તે દવા હાલ તમારી પાસેજ મોજુદ છે. શાહજાદાએ કહ્યું-ક્યાં છે? મારી પાસે કાંઇ નથી, જો હોય તો તરત બતલાવ. રાક્ષસે કહ્યું-ત-

મારા હાથપર જે તખ્તી બાંધેલી છે તેજ તેની દવા છે, બીજુ કાંઇ નથી. તે તખ્તી પાણીમાં ઘસીને જેવી તમે તેના નેત્રોમાં આંજશો કે, તરત તે શેહેનશાહનાં નેત્રો સારાં થઇ જશે. તમારા હાથપર બાંધેલી તખ્તીમાં એટલા બધા ગુણો છે કે, જો હું તેનું વર્ણન કરવા બેશું તો દિવસોના દિવસ વહી જાય. શાહજાદાએ કહ્યું, જ્યારે તેમ છે ત્યારે તો તું મને જલદી તે રાજ્યમાં લઇ જા, કારણ કે મારે ત્યાં એક ઘણું અગત્યનું કામ છે. રાક્ષસે કહ્યું–જેવી તમારી આજ્ઞા, એમ કહી શાહજાદાને ઉપાડી તે પર્વત તરફ ચાલવા લાગ્યો, અને થોડા વખતમાં ત્યાં પહોંચાડી દીધો. પછી શાહજાદાને કહ્યું–હવે તમે આ પર્વતપર ચાલ્યા જાઓ, મારાથી ત્યાં આવી શકાશે નહીં. કારણ કે, તે રાજા અમ રાક્ષસોનો કટ્ટો દુશ્મન છે.

શાહજાદાએ કહ્યું–સારૂં હમણાં તો તમે જાઓ,

પણ પાછું એક માસ પછી મારે તમારૂં કામ પડશે માટે જો એક માસ પછી આવવાની કબુલાત આપતો હો તો જા, નહીંતર અહિં બેઠો રહે. રાક્ષસે કહ્યું-મારે કબુલ છે. જ્યારે તમે બોલાવશો ત્યારે પાછો હાજર થઈશ. લીઓ (લ્યો) આ વીટી હું તમને આપી જાઉં છું તે જ્યારે તમારે મારી જરૂર પડે ત્યારે ઘસજો એટલે હું તમારી સેવામાં હાજર થઈશ, એમ કહી રાક્ષસ અલોપ થઈ ગયો. હવે શાહજાદો પહાડપરના શહેરમાં ગયો ને ત્યાં જુએ છે તો શહેરના ઘરોની બાંધણી એક સરખી સોનાની ઇંટોથી બાંધેલી જોઈ, કારણ કે તે પહાડપર પથ્થરની જગ્યાએ સોનું ઘણું થતું હતું. શાહજાદો બીજી કાંઇ પણ ચીજપર વધારે ધ્યાન ન આપતાં એકદમ પૂછતો, પૂછતો રાજ કચેરી તરફ ગયો, અને ત્યાં જઈ રોશનશાહને સલામ કરી. બાદશાહને ઓળખવામાં તેને કાંઈ મહેનત

પડી નહીં કારણ કે આંખે અંધ અને સર્વેથી રૂવાબદાર હતો. બાદશાહ અજાણ્યા શખ્સનો સાદ સાંભળી પૂછવા લાગ્યો–ભાઈ! તમે કોણ છો? અને મારી કચેરીમાં કેવી ઉમેદથી દાખલ થયા છો તે કહો? શાહજાદાએ કહ્યું–બાદશાહ! હું એક ફકીર છું અને તમારાં નેત્રોનું તેજ જતું રહ્યું છે એમ સાંભળી હું તમારી આંખોની દવા કરવા આવેલો છું. બાદશાહે કહ્યું–ભાઇ! એમ તો ઘણા ફકીરો અને હકીમો મારી આંખની દવા કરી ગયા છે પણ કોઈથી મારી આંખો સારી થઈ શકી નથી, માટે હવે મારે ઘણી દવા કરવાની મરજી નથી. શાહજાદાએ કહ્યું–હશે. બાદશાહ! ઘણાઓ દવા કરી ગયા તેથી શું થયું. તેઓએ તમારા રોગને બરાબર પારખ્યા સિવાય દવા કરી હશે તેથી ફેર પડ્યો નહીં, પણ મારી પાસે તો તમારા નેત્રોને લાગુ પડે તેવીજ દવા છે, તે માટેજ હું ઘણો દૂરથી

આવેલો છું. જો કદી તમારી આંખો સારી કરી ન શકુ તો તમે જે શિક્ષા ફરમાવો તે ખમવા કબુલ થાઉં છું.

કહો હવે તમારે કાંઇ વધારે ખાતરી કરવી છે? બાદશાહે કહ્યું-ભલે જો તમારી એટલી બધી મરજી છે તો હું દવા કરવા તૈયાર છું, પણ જો તમારી દવા નિષ્ફળ નીવડશે તો તમારે દેહાંત દંડની શિક્ષા ભોગવવી પડશે. શાહજાદાએ કહ્યું-બેશક તે શરત મારે કબુલ છે. પછી શાહજાદાએ થોડું પાણી મગાવી તેમાં પેલી તખ્તી ઘસીને બાદશાહની આંખમાં અંજન કર્યું. અહો! ઇશ્વરનો કેવો ચમત્કાર છે કે, જે આંખો હજારો દવાથી સારી ન થઇ તેજ આંખો ફકત એક તખ્તીના ઘસાએલા પાણીથી સારી થઇ ને બાદશાહ દેખતો થયો. પહેલાં તો બાદશાહ રોશનશાહ સ્વપ્નામાં હોય તેમ તેને લાગ્યું. કારણ કે, હમણાં થોડા વખત

અગાઉ જે આંખો કશું જોઇ શકતી ન હતી તેજ આંખોથી હમણાં સર્વત્ર દેખાવા લાગ્યું. પછી જ્યારે બાદશાહની ખાત્રી થઈ કે ખરેજ મારી આંખો સારી થઇ છે, અને આંખો સારી કરનાર હકીમ પણ અહીં હાજર છે ત્યારે તો બાદશાહની ખુશાલીનો પાર રહ્યો નહીં, અને ઉઠીને પેલા શાહજાદાને ભેટી પડયો, પછી બાદશાહ શાહજાદાને કહેવા લાગ્યો કે, હે ફકીરરાજ! તમે ખરેખરા ફકીર હો તેમ મને લાગતું નથી પણ હું જાણું છું જે તમે સાક્ષાત ઈશ્વરરૂપજ છો માટે જે ખરૂં હોય તે કહી દીયો.

શાહજાદાએ કહ્યું–મહારાજા! હું ખરો ફકીર પણ નથી કે નથી ઇશ્વર, પણ ખરૂં પૂછાવો તો ઈરાનના બાદશાહ **બહેરામનો પુત્ર આફતાબ** છું, ને **પરીસ્તાનના** બાદશાહ **જાહાંગીરનો** દોહીત્રો છું. રોશનશાહે પૂછ્યું કે તમે કહો છો તેમ હોય તો તમારે ફકીરનો વેશ શાસારૂ ધારણ

કરવો પડયો. શાહજાદાએ કહ્યું-તમારી પુત્રી **રોશનેઆલમ** સારૂજ મારે આ વેશ ધારણ કરવો પડયો, મેં જ્યારથી તેનું નામ સાંભળ્યું છે ત્યારથી દિવાનો થઈ તેની શોધમાં નીકળી પડયો છું. માટે તમારી શરત મુજબ હવે મારાં લગ્ન તમારી પુત્રી સાથે કરી આપો તો સારૂં. બાદશાહે કહ્યું-ખુશીથી એમાં શું છે? તમોએ મારી આંખો સારી કરી આપી તેથી હું તમારી સાથે તેનાં લગ્ન કરી આપવા બંધાએલો છું. પણ કદી જો સારી કરી શકયા ન હોત, તો પણ હું તમારા જેવા શાહજાદા સાથે ખુશીથી લગ્ન કરી આપત. હમણાં મેં મારી આંખો સારી થવાની આશા તમામ મૂકી દીધી હતી, માટેજ તમારી સાથે દવા કરવા પહેલાં મારે આકરી શરત કરવી પડી હતી, જેથી હું તમારી પાસેથી ક્ષમા માગું છું. પછી શાહજાદી **રોશનેઆલમ**ને બોલાવી યથાવિધિ-

થી શાહજાદા સાથે તેનાં લગ્ન કરી આપ્યાં. શાહજાદો રોશનેઆલમનું રૂપ અને ચાતુર્યતા જોઇ ઘણો ખુશી થયો, અને બાદશાહનો ઘણો ઉપકાર માનવા લાગ્યો. એક માસ પર્યંત તેણે તે શહેરમાં રહી રોશનેઆલમ સાથે સારી રીતે સુખ ભોગવ્યું. પછી તેણે બાદશાહ રોશનશાહની રજા માગી કહ્યું–મહારાજ ! મારે ત્યાં મારાં માતપિતા મારી ઘણીજ ઇંતેજારીથી વાટ જોતાં હશે માટે રજા આપો તો હું મારે સ્વદેશ જાઉં. રોશનશાહે નાચારીથી બંનેને રજા આપી તથા ભેટ દાખલ ઘણો સામાન આપ્યો, પણ શાહજાદાએ કહ્યું–પિતાજી ! હાલ મારે હવે બીજી કોઈ ચીજની ગરજ નથી. મારો દેશ અહીંથી ઘણો દૂર છે. માટે ત્યાં તે ચીજો ઉપાડી જતાં ઘણી મુશીબત પડશે માટે તે લેવાની મારી ખાએશ નથી. મારે તરત મારા રાજ્યમાં પહોંચવું છે. બાદશાહે

પૂછયું–ત્યારે ફક્ત તમે બેજણ ત્યાં કેવી રીતે પહોંચી શકશો. શાહજાદાએ કહ્યું–તે વિષે તમારે ફીકર કરવી નહીં. હમણાં શહેર બહાર જશું એટલે અમારા રાજ્યમાં પહોંચ્યાં સમજો. એક મહાન રાક્ષસ મારો નોકર છે તે થોડાજ વખતમાં અમને ત્યાં પહોંચાડી આપશે. બાદશાહે કહ્યું–તેમ છે તો ખુશીથી જાઓ. પછી શાહજાદો **રોશનેઆલમને** લઈ શહેર બહાર ગયો. અને વીંટીને ઘસી એટલે પેલો રાક્ષસ તરત આવી હાજર થયો. તેને હુકમ કર્યો કે અમને **ઇરાન** તરત પહોંચાડ, એટલે તરત પેલા દેવે બંનેને કાંધ પર બેસાડયાં, અને થોડા કલાકમાં **ઇરાન** પહોંચાડી દીધાં. શાહજાદાએ શહેર બહાર રહી પોતાના પિતાને કહાવી મોકલ્યું કે હું **રોશનેઆલમ** સાથ લગ્ન કરી આવી પહોંચ્યો છું. બાદશાહ આ ખબર સાંભળી ઘણો ખુશી થયો અને મોટી ધામ

ધુમથી શાહજાદાને સામૈયું કરી શહેરમાં લઇ આવ્યો, બંને માતાઓએ શાહજાદા આફતાબ તથા રોશનેઆલમને મહેલમાં આવતાં વધાવી લીધાં, અને શાહજાદાના આવવાથી શહેરમાં આનંદ ઉત્સવ થઈ રહ્યો.



## બહેરામ ગોહરની વાર્તાને પ્રથમથી આશ્રય આપનાર સદ્‌ગૃહસ્થોનાં મુબારક નામો.



### મુંબઈ.

| | | પ્રત. |
|---|---|---|
| શેઠ | સુંદરજી વિ. ગોવર્ધનદાસ સંપટ. | ૧૫૦ |
| ,, | લક્ષ્મીદાસ ખીમજી જે. પી. | ૧ |
| ,, | છોટાલાલ આણંદજી. | ૧ |

### કરાચી.

| | | |
|---|---|---|
| શેઠ | રામદાસ મોરારજી. | ૧૦ |
| ,, | મોરારજી સુંદરજી, પાંજરાપોળના સેક્રેટરી. | ૧૦ |
| ,, | મૂલજી જેઠાની કું૦. | ૧૦ |
| ,, | લાલજી વલ્લભદાસની કું૦. | ૧૦ |
| ,, | ચેલારામ બલુમલ પઠાણી દલાલ. | ૧૦ |
| ,, | હરિરામ કાનજી કંટ્રાકટર. | ૧૦ |
| ,, | માણેકજી પેસ્તનજી દાદી બરજોર. | ૫ |
| ,, | જેરામ નારણજી. | ૫ |
| ,, | દામોદર રામજી લક્ષ્મીદાસ. | ૫ |

| | | |
|---|---|---|
| | | પ્રત. |
| શેઠ | ગોવિંદજી વિરજી. | ૫ |
| ,, | કાળા રામજી. | ૫ |
| ,, | ખત્રી શિવજી વાલજી. | ૫ |
| મી. | પુરુષોત્તમ દામોદર પટેલ. | ૫ |
| શેઠ | લક્ષ્મીદાસ ડોસાભાઇ મુકાદમ. | ૩ |
| ,, | ઠાકરશી રાએશી આશાણી. | ૫ |
| ,, | પીતામ્બરદાસ વલ્લભદાસ. | ૩ |
| ,, | જીવનદાસ નાથાભાઈ. | ૧ |
| ,, | મેરવાનજી નાથાભાઈ. | ૨ |
| ,, | લક્ષ્મીદાસ સુંદરજી. | ૨ |
| ,, | ત્રીભોવન શંકરલાલ. | ૨ |
| ,, | કરસનદાસ હરિભાઇ. | ૨ |
| ,, | હરિરામ પ્રેમજી. | ૨ |
| ,, | વેલજી નથુ મુકાદમ. | ૨ |
| ,, | શ્યામજી વહાલજી. | ૨ |
| ,, | હેમરાજ નથુ. | ૨ |
| ,, | હંસરાજ કરપાલ. | ૨ |
| ,, | નાનજી ઝવેર. | ૨ |
| ,, | વી. એ. મેઘનાની. | ૨ |
| ,, | ફરામજી દીનશાહ લાલકાકા. | ૧ |

| | | પ્રત. |
|---|---|---|
| શેઠ | તુલસીદાસ દેવચંદ. | ૧ |
| મી. | જોએલ માઇકલ. | ૧ |
| ,, | ખીમજી ગોપાલજી. | ૧ |
| ,, | પાનાચંદ વિ. દામજી. | ૧ |
| ,, | છતામલ ગંગારામ. | ૧ |
| ,, | રવજી જેઠાભાઇ. | ૫ |
| ,, | સીવજી ડાહ્યાભાઈ. | ૧ |
| ,, | વસનજી જેઠાભાઈ. | ૧ |
| ,, | હૈદર ગુલાબખાન. | ૧ |
| ,, | હૈદર મીઠુ. | ૧ |
| ,, | મેરવાનજી એદલજી. | ૧ |
| ,, | પાલનજી શાપુરજી. | ૧ |
| ,, | ફરદુનજી મેરવાનજી. | ૧ |
| ,, | ચોટીરમલ તીરથદાસ. | ૧ |
| ,, | શોભરાજ થધામલ. | ૧ |
| ,, | હોતચંદ તીરથદાસ. | ૧ |
| ,, | નરસિંહદાસ. | ૧ |
| ,, | વેરસીમલ ઉડરનામલ. | ૧ |
| ,, | સતરામદાસ શોભરાજ. | ૧ |
| જોશી. | પ્રાગજી મોહનજી. | ૧ |

| | | પ્રત. |
|---|---|---|
| શેઠ | રણછોડ લાલજી. | ૧ |
| ,, | ઓધવજી દામજી. | ૧ |
| ,, | દામોદર લક્ષ્મીદાસ. | ૧ |
| ,, | લવજી આણંદજી કાપડીઆ. | ૧ |
| ,, | ડુંગરસી તુલસીદાસ. | ૧ |
| ,, | જેઠા લાલારામ. | ૧ |
| ,, | વસરામ ત્રીકમજી. | ૧ |
| ,, | પુરૂષોત્તમ. | ૧ |
| ,, | નરસી જેઠાભાઇ. | ૧ |
| ,, | લાલજી જમાલભાઈ | ૧ |
| ,, | ખીમજી રતનસી મુકાદમ. | ૧ |
| ,, | વીસુમલ મુલચંદ. | ૧ |
| ,, | અબદુલહુસન લોટીઆ. | ૧ |
| ,, | મામદઅલી મુસાજી. | ૧ |
| ,, | પી. નાનાભાઈ. | ૧ |
| ,, | ફ્રામરોઝ બમનજી લીમકી. | ૧ |
| ,, | ખીમજી કેશવજી. | ૧ |
| શેઠ | કાળીદાસ મુળચંદ. | ૧ |
| ,, | વલ્લભદાસ આત્મારામ. | ૧ |
| ,, | વેલજી તુલસીદાસ. | ૧ |

| | | |
|---|---|---|
| | | પ્રત. |
| શેઠ | છબા વીરચંદ. | ૧ |
| ,, | ધનજી હીરાચંદ. | ૧ |
| ,, | શ્યામજી હરિરામ. | ૧ |
| ,, | લખમસી જેઠાનંદ. | ૧ |
| ,, | નાનજી વેલજી. | ૧ |
| ,, | ત્રીકમજી ઓધા. | ૧ |
| ,, | જમનાદાસ ઉત્તમચંદ. | ૧ |
| ,, | યુસફઅલી અબદુલહુશેન. | ૧ |
| ,, | રામજી અમરસી. | ૧ |
| ,, | રતનસી હંસરાજ. | ૧ |

## પોરબંદર.

| | | |
|---|---|---|
| રા. રા. | વકીલ ગોવિંદજી ડાહ્યાભાઈ લાખાણી. | ૧૦ |
| રા. રા. | વસનજી ડાહ્યાભાઇ લાખાણી શીરસ્તેદાર. | ૫ |
| ,, | પ્રાગજી હીરજી લાખાણી મ્યુનીસીપલ સેક્રેટરી. | ૫ |
| ,, | વકીલ ગોવર્ધનદાસ નરભેરામ. | ૨ |
| ,, | ગોકલદાસ વસરામ લાખાણી. અડવાણા તજવીજદાર. | ૨ |
| ,, | પીતામ્બર વલ્લભજી ,, | ૨ |
| ,, | રતનજી મોરારજી ,, | ૧ |
| ,, | દેવજી સુંદરજી ,, | ૧ |

| | | પ્રત. |
|---|---|---|
| રા. રા. | મોહનલાલ કાલુભાઈ. | ૧ |
| ,, | વસનજી ડોસા ટોપીવાળા. | ૧ |
| ,, | મનજી ખીમજીરામ. | ૧ |
| ,, | વકીલ પરમાણંદ નેમીદાસ. | ૧ |
| ,, | ,, સુંદરજી પ્રાગજી. | ૧ |
| ,, | ,, કલ્યાણરાય છબીલદાસ. | ૧ |
| ,, | ,, પ્રાગજી મોહનજી. | ૧ |
| ,, | ,, વસનજી હીરજી. | ૧ |
| ,, | લાલજી ભીમજી. | ૧ |
| ,, | દેવશંકર ન્યાલચંદ. | ૧ |
| ,, | ડાહ્યા મોહનજી. | ૧ |
| ,, | ડાહ્યા દામજી. | ૧ |
| ,, | કલ્યાણજી વંદ્રાંવન. | ૧ |
| ,, | મોતીલાલ અજોધ્યા. | ૧ |
| ,, | ઝીણા અજા. | ૧ |
| ,, | રામજી હરીદાસ. | ૧ |
| ,, | જાદવ વીરા. | ૧ |
| ,, | હિરજી વિ૦ રામજી. | ૧ |
| ,, | ગોવર્ધન વસનજી સોની. | ૧ |
| ,, | મંગલજી ઝીણા. | ૧ |

| | પ્રત. |
|---|---|
| રા. રા. હરજીવન ગોવર્ધનદાસ મિયાણી ટપેદાર. | ૧ |
| ,, વિઠ્ઠલજી પ્રાગજી. | ૧ |
| ,, દેવચંદ રણછોડ આન્ટરસ્કુલ માસ્તર. | ૧ |
| ,, દેવજી મૂલજી. | ૧ |
| ,, જેશંકર આત્મારામ. | ૧ |
| ,, રૂઘનાથ આત્મારામ. | ૧ |
| ,, દેવા દેવસી. | ૧ |

**મસ્કત.**

| | |
|---|---|
| શેઠ. વલ્લભદાસ ઉમરસી ( વલ્લભદાસ ઉમરસી ). | ૫ |
| ,, ગોપાલજી વહાલજી. | ૫ |
| ,, લાલજી દામોદર. | ૧ |
| ,, લાલજી વિ. કેસવજી. | ૧ |
| ,, માધવજી વસનજી. | ૧ |
| ,, ઠાકરસી વહાલજી. | ૧ |
| ,, વહાલજી મોરારજી. | ૧ |
| ,, ધનજી ઓધવજી. | ૧ |
| ,, મેઘજી હીરજી. | ૧ |
| ,, ઝવેર દામોદર. | ૧ |
| ,, લખુ નરસી. | ૧ |
| ,, નારણદાસ મથુરાદાસ. | ૧ |

| | પ્રત. |
|---|---|
| **કેદ્દીબંદર.** | |
| શેઠ. ધરમસી લક્ષ્મીદાસ રૂખા. | ૧૦ |
| ,, ત્રીકમ વિ. ભારમલ. | ૫ |
| ,, ધરમસી મેઘજી. | ૧ |
| **કેલીકટ.** | |
| દવે વસનજી રામજી. | ૧ |
| ઠક્કર મોહનજી ગોપાલજી. | ૧ |
| ,, આસુ હરિદાસ. | ૧ |
| બ્રહ્મક્ષત્રી દયાલ નારણ. | ૧ |
| શાહ ધરમસી કચરા. | ૧ |
| ,, ગોકલદાસ મોહનજી. | ૧ |
| ,, જમનાદાસ પુરુષોત્તમ. | ૧ |
| **રાજકોટ.** | |
| રા. રા. નવલશંકર મોતીરામ. | ૧ |
| રા. રા. વજુભાઈ હિમતભાઈ. | ૧ |
| **જામસલાયા.** | |
| ઠક્કર જમનાદાસ વિ. ધરમસી. | ૧ |
| ,, વાલજી રણછોડ. | ૧ |



થોડા વખતમાં છપાઈ બહાર પડશે.

# પાર્વતી.

## એ નામની એક અત્યંત રસીલી અને બોધ લેવા લાયક વાર્તા.



જેમાં એક નિર્દોષ બાળકીપર પડેલા સંકટોનું અસરકારક વર્ણન કરવામાં આવેલું છે, તેમજ આ કલીયુગમાં માણસો લોભને વશ થઈ, પોતાનો ધર્મ ભૂલી જઈ પાપમાં પડી, કેવી રીતે ખુવાર થાય છે, તેનું સ્પષ્ટ વર્ણન કર્યું છે.

કિંમત તા૦ ૩૧ મી માર્ચે શને ૧૮૯૨ સુધીમાં થનારા ગ્રાહકો પાસેથી રૂ. ૦॥ તથા પાછળથી થનારા ગ્રાહકો પાસેથી રૂ. ૦॥। લેવામાં આવશે. લેનારે કર્ત્તાને લખી જણાવવું.

રચનાર,

**સુંદરજી વિ. ગોવર્દ્ધનદાસ સંપટ.**

ઠેકાણું–બહારકોટ, મૂલજી જેઠાની માર્કેટમાં શેઠ ગોવર્ધનદાસ ભગવાનદાસની દુકાને.

